શ્રી

# સોરઠી રસઝરણાં

એટલે

## સૌરાષ્ટ્રની રસભરી વાર્તાઓ.

અસલ દુહા સોરઠાનો સંગ્રહ

---

સંપાદક:-કવિ શિવસિંહ કાળુભાઈવાળા

---

પ્રકાશક:—જે. વી. મહેતા.
શ્રી હરિહર પુસ્તકાલય, ટાવર રોડ-સુરત.

---

મુદ્રક:-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
શ્રી અનાવિલ બંધુ પ્રિન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ,
ભાજીવાળા પોળ-સુરત.

---



પ્રથમાવૃત્તિ] મૂલ્ય પાંચ આના. [સને ૧૯૩૯

શ્રી

# "સોરઠી રસઝરણાં"

—એટલે—

## સૌરાષ્ટ્રની રસભરી ટુંકી વાર્તાઓનો સંગ્રહ.

### ૧ : "નાગાર્જુન."

'માથા પડે ને ધડ લડે એવા શુરવીરો સોરઠમાં પાકે છે. સિંહણ જેવી સોરઠાણીઓના ધાવણ ધાવી ઉછરેલા વીર પુરૂષો દેશ, ધર્મ અને દેશબંધુઓને નામે પોતાના મોંઘા મસ્તકો ઉતારી આપે છે.

'ધરમ ધરાને કાજ, ધીંગાણે ધીરા ચડે;
'ઇ મરદોની લાજ, માથા દેવામાં મચી ...૧

'રણમાં ઉઠે રાડ, હૈયું હોંકારા કરે;
"કંપે હાડે હાડ, ખેલ ખાંડાના ખેલવા....૨

"લટ ખાંડાની જાલીને, આડા પડે હમેશ;
"માથા પડે ને ધડ લડે, ધન્ય હો સોરઠ દેશ.....૩

એવા સોરઠ દેશમાં ઘુમલી નામે નગર છે, તે નગરના જેઠવા રાણાનો કુંવર નાગાર્જુન પિતાથી રીસાઇને

પ્રેહુપુર પાટણમાં રહેતો હતો. તેને ધુમલીનાથ સ્હાય હતા; ધુમલીનાથ મહાસિદ્ધ મનાતા. જો ધારે તો પળવારમાં પૃથ્વીને ઉંધી મારે એવા ચમત્કારી હતા. એક વખત નાગાર્જુને ધુમલીનાથ આગળ હઠ લીધી કે:-

"મારે મારી નગરી સોનાની કરવી છે."

"એ વિચાર માંડી વાળ બચ્ચા! સોનાની રાજધાની કરવામાં કાંઈ સાર નથી. સોનાની લંકામાં રાજ્ય કરનાર રાવણના શા હાલ થયા હતા?" સિદ્ધે જુવાન જેઠવા રાજાને સમજાવવા માંડ્યો.

"ભલે મારા એવા હાલ થાય. કાળ તો જગતમાં જન્મ લેનાર બધાને ખાઈ જાય છે. રહી જાય છે માત્ર કિર્તી એટલેજ કવિઓ ગાય છે કે,

**"નામ રહંદા ઠાકરા, નાણા નહિં રહંત;**
**"કિરતી પુંના કોટડા, પાડયા નહિં પડંત ...૪**

**"ચલ વૈભવ ચલ ચાતુરી, ચલ યૌવન ચલ દેહ;**
**"ચલા ચલીના વખતમાં, ભલા ભલી કર લે ....પ**

**"કયાં યુધીષ્ઠિર નૃપતિ, કયાં વીક્રમ ભુપાળ;**
**"કિરતી જગમાં રહી ગઇ, સૌને લઇ ગયો કાળ....૬**

"તારે નામના મેળવવી હોય તો મારી ના નથી, પણ નામના મેળવવા પાછળ મરી ફીટવું પડશે."

"કબૂલ છે!" નાગાર્જુને હિમ્મત દેખાડી.

ધુમલીનાથે તેને એક મંત્ર શીખવીને કહ્યું: "નિશાકાળે તું આ મંત્ર ભણજે એટલે તારા સમક્ષ યક્ષ પ્રગટ થશે, તેને આજ્ઞા આપજે એટલે તે પૈઠણનગરના રાજા શાલિવાહનની રાણીઓને ઉઠાવી લાવશે. તે સાતે રાણીઓના હાથમાં એવો ચમત્કાર છે, કે તે જે દિવાલે થાપ કરે તે સોનાની થઈ જાય છે! તેથી રાણીઓને હાથે રાત્રિના ચોથા પહોર સુધી થાપ કરાવજે. પ્રભાત પહેલાં તેને પૈઠણનગર પહોંચાડી આવે તેવો યક્ષને હુકમ ફરમાવજે."

નાગાર્જુન પ્રસન્ન થયો. રાત્રિ પડતાં તેણે મંત્ર ભણ્યો. તે સાથેજ એક યક્ષ પ્રગટ થયો. તેને પૈઠણનગરની રાણીઓ ઉંચકી લાવવાની આજ્ઞા કરી, અલ્પ સમયમાંજ યક્ષે સાત રૂપાળી રમણીઓ તેની સમક્ષ હાજર કરી, તેઓમાંથી એક રમણીએ નાગાર્જુનને પૂછયું.

"કોણ છો તમે? અમને અહિં શા માટે પકડી મંગાવી છે?"

"તમારે હાથે મારી નગરીના તમામ આગારોને થાપ કરાવવી છે."

"જો અમારૂં માનતા હો તો આ વિચારને આટલેથીજ માંડી વાળો. આ ધૂળની નગરીમાં જે સૂખ છે, તે સોનાની નગરી થવાથી રહેશે નહિ."

"ભલે." કહી નાગાર્જુને સાતે રાણીઓ પાસે એક પછી એક આગારોને થાપ કરાવવા માંડી, આખી રાત આમ કરાવતો અને પ્રભાત પહેલાં રાણીઓને પૈઠણનગરીમાં પહોંચાડતો. વળી પાછો બીજી રાતે પકડી મંગાવતો. એમ ઘણા દિવસ ચાલ્યું. આખી નગરી સોનાની થઈ ગઈ, લોકોના આનંદ અને આશ્ચર્યની સીમા રહી નહિ.

એવે એક દિવસ મેહપુર પાટણના પાદરમાં એક સામટી રણભેરીઓ વાગી, રાણીઓએ શાલિવાહનને સઘળી બીના જણાવી હતી. તેથી તે સાગર જેવડી સેના લઇ પોતાની રાણીઓને હાથે થાપ કરાવનાર નાગાર્જુનને શિક્ષા કરી સોનાની નગરીનો નાશ કરવા આવી પહોંચ્યો હતો.

"ધુમલીનાથે નાગાર્જુનને કહ્યું." બચ્ચા! કિર્તી કમાવાનો અવસર આવી લાગ્યો છે માટે તૈયાર થા."

" શાલીવાહન સ્હામે લઇ જાય એવડી ફોજ નાગાર્જુન પાસે ન્હોતી. એટલે તે એકલોજ હાથમાં તલવાર પકડી ચાલી નિકળ્યો—કિલ્લા બહાર નીકળી તેણે દુશ્મનોને અવાજ દીધો.

"સાવધાન!"

લાખો યોદ્ધાઓ સ્હામે એક હાથે લડવા આવનાર નાગાર્જુનની મૂર્ખતા પર શાલિવાહન તથા તેના સૈનિકો હસી પડયા, તેઓને હસતા જોઈ નાગાર્જુને દોટ દીધી.

આંખ મીંચાઈ ને ઉઘડે એટલી વારમાં દુશ્મનોની તલવારે તેનું માથુ કપાણું. પણ શાલિવાહનની ભારે અજાયબી વચ્ચે તેનું ધડ ધિંગાણે મંડાણું. નાગાર્જુનનું ધડ ત્રણ દિવસ સૂધી લડયું, હજારો દુશ્મનોને કાપી નાખ્યાં. કોઈએ ગળીનો હાર ફેંકયો ત્યારેજ તે પૃથ્વી પર પડયું.

નાગાર્જુનનું ધડ પડયા પછી, શાલિવાહન પ્રેહપુર પાટણ ભાગીને પાછો ગયો, એ નગરને સ્થળે અત્યારનું ઢાંક ગામ વસ્યું છે. ઢાંકમાં હજુ સૂધી શુરવીર નાગાર્જુન જેઠવાનું ધડ પૂંજાઈ રહ્યું છે.

---

## ૨: "રાણાજી"

સૌરાષ્ટ્રમાં આજ કાલ ભાવનગર રાજ્ય પ્રસિદ્ધ છે. તે રાજ્યના સ્વામી ગોહિલ રાજપૂત છે. ગોહિલોના મૂળ પુરૂષ સેજુજી મારવાડમાં લુણી સરિતાને કિનારે જુના ખેરગામાં રાજ્ય કરતા હતા. તેના ઉપર અસ્તાનજી રાઠોડ તથા મુળદેવ ડાભીએ ચ્હડાઈ કરી હતી, લડાઈ ચાલુ હતી તેવામાં એક નિશાએ સેજુજીને તેના ઈષ્ટદેવ શ્રી મુરલીધરજીએ સ્વપ્નમાં આવી કહ્યું કે,

"તું અહીંથી મારા રથને સાથે લઇ સૌરાષ્ટ્રમાં જા. જ્યાં મારો રથ અટકે ત્યાં પડાવ કરજે, હું તને તથા તારા વંશજોને સૌરાષ્ટ્રમાં સમૃદ્ધિશાળી રાજ્યના સ્વામી બનાવીશ."

પ્રભૂ આજ્ઞાને શિશે ધારણ કરી સેજુજી તેના માણસો સહિત મરૂ પ્રદેશમાંથી ચાલી નિકળ્યા. ચાલતા ચાલતા જુનાગઢ તાબાના શાહપુર ગામ નજીકના અરણ્યમાં મુરલી ધરજીનો રથ અટકયો, તેથી ગોહિલોએ તે સ્થળે પડાવ નાખ્યો. એ વખતે સોરઠને સિંહાસને રા'કવાટ ત્રીજો હતો. તેનો પાટવી કુમાર ખેંગાર શિકારે નિકળેલ તેને હાથે ઘાયલ થઈ એક સંસલો ગોહિલોના પડાવમાં પેસી ગયો ખેંગારે ગોહિલો પાસે પોતાનો શિકાર માગ્યો જવાબમાં ગોહિલોએ જણાવ્યું કે–

માનવ અથવા પ્રાણી જે કોઇ અમારે શરણે આવે તેને અમો અમારા ધડ ઉપર માથા હોય ત્યાં લગી સોંપતા નથી કારણ કે–

"સિંહ મૂછ ભોરીંગ મણી, શુરાના શરણાત;
"કૃપણ ધન મૂછ કે સતી, મુએ જાય પર હાથ.....૭

એવી વડચડમાંથી ખેંગારના માણસો સાથે ગોહિલોને કજીયો થયો, ગોહિલો જીત્યા, ખેંગાર તેઓનો કેદી થયો.

એ સમાચાર જ્યારે રા'કવાટના જાણવામાં આવ્યા ત્યારે તેણે ગોહિલોને સાહબાશી અને બાર ગામનો પટ્ટો કરી આપ્યો. એ ઉપકારના બદલામાં સેજુજીએ તેની કુંવરી વ્હાલમ કુંવરબા–કુમાર ખેંગાર સાથે પરણાવી. ત્યાર પછી જે સ્થળે મુરલીધરજીનો રથ અટકયો હતો તે સ્થળે સેજુપુર નામે ગામ વસાવી રાજ્ય કરવા માંડયું.

"રથ અટકયો સમર થશે, સેજુ પંથ સંભાળ;
"ધરા સેજુ પર નામધર, પ્રથમ પડાવ પંચાળ....૮

* * *

સેજુજી ગોહિલને ત્રણ પુત્રો હતા. રાણુજી, શાહુજી, અને સારંગજી. એ ત્રણેના વંશજો અત્યારે ભાવનગર, પાલીતાણા, અને લાઠીમાં રાજ્ય કરે છે. શાહુજીએ માંડવીમાં ગાદી સ્થાપી હતી. તેઓના વંશજોનું પાટ નગર પાછળથી પાલીતાણા થયું અને સારંગજીએ અર્થીલામાં ગાદી રાખી હતી. તેના વંશજ અત્યારે લાઠીમાં છે. અને ભાવનગરના મૂળ પૂરૂષ રાણુજીએ ગોમા અને ભાદર સરિતાઓના સંગમ પર રાણપુર વસાવી તેને પોતાનું પાટનગર બનાવી લીધું હતું.

"સેજુ તણા સપૂત, રાણા વસાવ્યું રાણપુર;
"રંગ તને રજપૂત, કરમી વટ કામા કીયા....૯

રંગીલા રાણાજીને ચોર્યાસી તો રાણીઓ હતી. એકદી એ રંગીલો રાજવી તેની રાણીઓ સાથે ચોપાટની રમ્મત રમી રહેલ છે તેવામાં એક ચારણે આવી કહ્યું.

"રાણા રમતુ મેલ, કટક આવ્યા કનડા લગી;
"હવે ખેલ ખાંડાના ખેલ, શુરા સુત સેજકરા....૧૦

હે, સેજુજીના શુરા પુત્ર રાણાજી! હવે રમ્મત તજી શસ્ત્રો સજી લે. શત્રુઓ આપણા કનડા ગામ લગી આવી પહોંચ્યા છે.

એ સમાચાર સાંભળતાંજ રણધીર રાણાજીએ હથિયાર બાંધ્યા. જ્યાં રાજમહેલ બહાર નિકળવા જાય છે ત્યાં પટ-રાણીએ આડે ફરી હાથ જોડયા.

'મને રણમાં જાતો અટકાવો છો?" રાણાજીએ પૂછ્યું.

"જે દિ' હિન્દુ રમણીઓ રણમાં જતા પૂત્રો અને ભરથારોને રોકશે તે દી' જગતમાંથી હિન્દુ જાતીના નામો નિશાન નાબુદ થઈ જશે. આપ સૂખેથી રણમાં સિધાવો અમારી ભલામણ છે કે, સ્હામે પગલે લડતા મરી પ્રીટજો પણ પાછા હટશો મા—હું આપને એ પુછવા આવી છું કે, અમારે કઈ રીતે જાણવું કે અમારૂં સૌભાગ્ય અખંડ છે?"

"સમજ્યો!" રાણાજીએ હાસ્ય કરતા જવાબ આપ્યો. "જ્યાં સૂધી તમારી નજરે આપણો રાજ્ય ધ્વજ દેખાય ત્યાં સૂધી જાણજો કે, હું જીવતો છું. જ્યારે દેખાતો બંધ થાય ત્યારે હું જગતમાં નથી એમ જાણજો."

એમ કહી રાણાજી તેનું સૈન્ય લઇ ઉપડ્યા. રાણુ-પુરથી થોડે દુર જતા, આવતા અરીદળ સાથે તેનો ભેટો થયો. એક ખિલજી સુબેદાર અસંખ્ય દળ લઇ રાણપુર ઉપર ચડી આવતો હતો તેને અટકાવી રાણાજીએ રણરંગ મચાવ્યો.

" રાજપૂતના શૌર્ય આગળ મુસલમાનો હારીને પલાયન કરી ગયા. રાણાજી વિજયના વાદ્યો વગડાવતા રાણપુર તરફ પાછા ફૂર્યા. માર્ગમાં એક વાવ્ય આવી તે સ્થળે સઘળા

 

રાજપૂતો જળપાન કરવા ઉતર્યા, એ વખતે નિશાનદાર ભુલ્યો. રાજ્ય ધ્વજ પૃથ્વી પર ઢાળી પાણી પીવા લાગ્યો. થોડીવારે રાણાજીનું લક્ષ્ય તેના પ્રતિ ખેંચાયું તેના મૂખમાંથી કારમો પોકાર નિકળી પડયો-

"અરે! તેં આ શું કર્યું ?"

નિશાનદારે નિશાન નીચે નહિ મુકવાની આજ્ઞાનું હવે સ્મરણ થયું. તે કંપી ઉઠયો રાણાજી તે સ્થળે વિશેષ વાત કરવા રોકાયા નહિં. અશ્વને રાણપુર તરફ મારી મૂકયો.

" રાણાજીને રણવિદાય આપીને તેની ચોર્યાસી રાણીઓ એક ઉંચી અટારી પર કુંજડીઓની માફક ટોળે વળી, પતિ તરફ નજર કરે છે. શત્રુઓ સાથે રાજપૂતોનો ભેટો થયો સ્હામા સ્હામી યુદ્ધ જામ્યું. શત્રુસૈન્ય પલાયન કરી ગયું. રાજપૂતો વિજય વરી રાણપુર તરફ પાછા ફરી રહ્યા છે. તે બધુ રાણીઓએ જોયું. હજુ નિશાન ફરકી રહ્યું હતું એવામાં એકાએક દષ્ટીમર્યાદામાંથી અલોપ થઇ ગયું. એ વખતે પટરાણીએ શોકયોને પૂછયું. "બ્હેનો! રાજ્ય ધ્વજ દેખાતો બંધ થયો શું કરશું ?"

"બીજુ શું ? ચાલો પ્રાણ કહાડી નાંખીએ." એમ બોલતી સઘળી રાણીઓ એકમેકના હાથને કાકડા બીડી તૈયાર થઈ જય અંબે! જય ભવાની!! કહી અટારી પરથી એક પછી એક સઘળી કુદી પડી.

અટારી નીચે એક વાવ્ય હતી. તે વાવ્યમાં ચોર્યાસી રાણીઓ સમાઈ ગઈ, થોડીવારે વાવ્યના ઉંડા જળ ઉપર તેઓના રૂપાળા દેહો તરી નિકળ્યા.

રાણાજીએ રાણુપુર આવીને જોયું તો સઘળી રાણીઓને શબરૂપે વાવ્યમાં તરતી દીઠી, તેના સઘળા સૂખોનો અંત આવી ચૂકયો હતો. હવે જીવનમાં કયો સ્વાદ બાકી રહ્યો? એ વિમાસતો રાણાજી ઉભો છે. એવામાં આ ચીંતાનો હેકારો થયો કે–

હારીને ભાગી છુટેલા મુસલમાનોએ રાણુપુરમાં પ્રવેશ કર્યો.

એ હેકારો સાંભળી રાણાજી દોડ્યા, એક શિવાલયમાં જઈ સ્વહસ્તે માથું કાપી કમળ પુજા કરી અને ધડ હાથમાં તલવાર લઇ મંદીર બહાર નિકળી અરીદળ સ્હામે લડવા લાગ્યું. અનેક અરીગણનો અંત આણીને રણધીર રાણાજીનું ધડ પડયું.

---

## ૩: લાખો ફુલાણી.

લાખો ફુલાણી કચ્છના રાવ ફુલ જાડેજાનો કુંવર હતો.

" ફુલ જાડેજાને એક વખત તેના પિતાએ દેશવટો આપ્યો હતો. તે વખતે ફારકની ઝાડીમાં રહેતા ફુલધર નામક રબારીને ઘરે જઈ પોતે " એક રબારીનો રખડતો

પૂત્ર ફુલડો છે. એવું જણાવીને તેને ઘરે ગોવાળ તરિકે રહ્યો હતો. ફુલધરને ફારકની ઝાડીમાંથી એક બાળિકા જડી હતી તેને પૂત્રિ તરીકે ઉછેરીને મોટી કરી. તેની તે દીકરી સોનલ માનવ કન્યા નહિ એક અપ્સરા હતી. કોઇ કારણ વશાત્ ઇંદ્રનો શ્રાપ લાગવાથી માનવ કન્યારૂપે પૃથ્વિ પર પડી હતી. એટલે તેના રૂપમાં શી ન્યુનતા હોય ?"

"જ્યારે ફુલકુંવર ફુલધરને ઘરે આવી રહ્યો ત્યારે સોનલ જુવાનીને ઝુલે ઝુલતી, ફુલના તનબદનમાંયે જુવાનીનો થનગનાટ હતો. એ જુવાન જોડી વચ્ચે છુપી પ્રિત બંધાઇ ગઈ. એવી પ્રિત બંધાઇ કે બેય એક બીજાની જુદાઇ સહી શકતા નહિ."

ફુલ ઘણા દિવસ સુધી ફુલધરને ઘરે રહ્યો, અંતે તેને સમાચાર મળ્યા કે કેરા નગરમાં તેના પિતાએ પરલોકવાસ કર્યો છે. ત્યારે તે ફુલધરને પોતાની સત્ય ઓળખાણ દઇ તેની રજા લઈ કેરાકોટ ગયો. કેરાકોટ જઇને તે રાજા થયો. પછી તેણે સોનલને બોલાવી લીધી. તેની સાથે ધામધૂમથી લગ્ન કરી પટરાણી બનાવી.

પરણ્યા પછી કેટલાએક દિવસે ફુલજાડેજો પીરાણ પાટણના બાદશાહ ઉપર ચડાઈ કરી ગયો. પીરાણપાટણના બાદશાહે કિલ્લો બંધ કર્યો એટલે ફુલ ઘેરો ઘાલીને પડયો.

ફુલના જવા પછી કેરાકોટણાં એક ચમત્કાર થયો. એક પૂર્ણીમાની રાતે સોનલ તથા રાજગાયીકા, કેરાકોટના

રાજમહેલની અગાસીમાં બેઠા હતા. સોનલનું અગાધ સ્વરૂપ અવલોકી રજનીકાંત કામાતુર થયો. તેણે ચંદ્રલોકમાંથી ચાર પૂષ્પ ફેંકયા. તે બરાબર સોનલ અને રાજગાયીકા વચ્ચે પડયા. સૂશોભીત અને સુગંધી કુસુમો અવલોકીને સોન તથા રાજગાયીકાએ એક એક પૂષ્પ ઉપાડી સુંઘ્યા સુંઘતા સાથેજ બન્નેને ગર્ભ રહ્યા, ચંદ્રલોકમાંથી ગેબીનાદ સંભળાયો કે—

સોનલને પૂષ્પ સુંઘવાથી એક પૂત્ર થશે તેને લાખું હશે તેનું નામ લાખો પાડજો. તે ચંદ્રવંશની શોભારૂપ મારો ચંદ્રદેવનો પૂત્ર કહેવાશે. અને આ રાજગાયિકાને એક પૂત્રિ થશે. તે ડાહી કુમરીને નામે પ્રસિદ્ધ થશે. હવે બાકીના બે પૂષ્પોમાથી એક ઘોડીને તથા સામંત પત્નિને સુંઘાડજો. ઘોડીથી જે વછેરો થશે તે લાખાની સવારીમાં રહેશે અને સામત પૂત્ર તેનો અંગ રક્ષક થઈ રહેશે.

સોનલને ઉપરોક્ત આકાશવાણીથી હર્ષ અને શોકની મીશ્ર લાગણીઓ ઉદ્ભવી, પતિ ઘરે નથી અને પોતાને પૂત્ર થશે. તેથી પોતે પતિ તેમજ જગતની દ્દષ્ટિમાં વ્યભિચારીણી લેખાશે. પરંતુ કુદરતી જે બનાવ બને તેની કને શો ઉપાય અજમાવાય? વિચારમાં ને વિચારમાં નવ મહીના વીતી ગયા. બરાબર નવમે મહિને તેણે એક પૂત્રને જન્મ આપ્યો. જે દી, સોનલને ઉદરે પૂત્ર પ્રસવ થયો તે દી પીરાણુ પાટણમાં કેવો ચમત્કાર થયો?

**"જીણુ દીન લાખો જન્મીયો તીણુ દીન કાજ સરે,**
**પીરાણા પાટણ તણા કોઠા લુંટ કરે." ૧૧**

જે દીવસે કેરાકોટના રાજમહેલમાં સોનલ રાણીને ઉદરે ભાગ્યશાળી લાખાનો જન્મ થયો તે દિવસે ફૂલજાડેજાથી ઘણા દિવસની મહેનત છતાં પીરાણા પાટણનો કિલ્લો તુટતો નહોતો તે તુટયો.

પીરાણા પાટણ ઉપર વિજય મેળવી ફુલજાડેજો જીતનાં વાજા વગડાવતો કેરાકોટ આવી પહોંચ્યો. કેરાકોટના રાજભુવનમાં પગ મુકતા સાથેજ એક વડારણે એને શુભ વધામણી સંભળાવી.

" મારા રાણીબાએ પાટવીને જન્મ દીધો. "

એકાએક વિજળી પડે ને ચમકે તેમ વડારણને મુખેથી વધામણી સાંભળીને લાખો ચમકયો. હું ઘરે નહોતો ને કુંવર ? તલવાર ખેંચીને તે રાણીવાસમાં ગયો. સોનલને સામે ઉભી રાખી પૂછવા લાગ્યો.

" વ્યભિચારીણી ? આ શ્યો પ્રકાર ? "

સોનલે સત્ય હકીકત કહી સંભળાવી. પરંતુ તે લાખાના માનવામાં આવી નહિ, તેથી સોનેરાજ મહેલના ચોકમાં ચીતા ખડકાવી. એ ચીતામાં કુંવર લાખાને ખોળામાં લઇને તે બેઠી. પછી તેણે ફુલને કહ્યું–

**નાથ ! ચિતા સળગાવો. જો હું સતી હોઉં તો બચીશ. નહિ તો આ કુંવર સહીત સળગી જઇશ.**

કુલ જાડેજાએ ચિતા સળગાવી. ચિતાના સઘળા કાષ્ટો સળગીને રાખ થયા પણ સોનલ અને લાખો એમ ને એમ રહ્યા. એને ઉની આંચે લાગી નહિ. એ વખતે આભમાંથી આકાશવાણી થઈ—

"કુલજાડેજા સોન કુલટા નહિ સતિ છે, લાખો મારો ચંદ્ર દેવનો કુંવર એટલે તારોજ કુંવર છે.

એ આકાશવાણી સાંભળી કુલનો સંદેહ દુર થયો. તે તે દિવસથી કૂલજાડેજો લાખાને લ્હાડકોડથી ઉછેરવા લાગ્યો.

લાખો બાર વરસનો થયો તે વખતે સોનલદેવીનો સ્વર્ગવાસ થયો. કુલજાડેજાએ વૃદ્ધાવસ્થા છતાં પુનર્લગ્ન કર્યાં. નવી રાણી શોક્યના કુંવર પ્રત્યે ક્રોપની નજરે જોવા લાગી. તેણે કુલજાડેજાને ભરમાવી લાખાને દેશવટો અપાવ્યો.

લાખો સૌરાષ્ટ્રમાં ગયો, તે વખતે સૌરાષ્ટ્રની ગાદીએ રા' ગ્રહરીપૂ હતો. તે તેનો પિત્રાઇ તેમજ મિત્ર હતો, તેથી તે ઘણા વરસ સુધી સૌરાષ્ટ્રમાં રહ્યો. સૌરાષ્ટ્રમાં તેણે જસદણ, લીંબડી વઢવાણ વિગેરે સાત કિલ્લાઓ બંધાવીને આઠમો કિલ્લો ભાદર સરિતાને કિનારે બંધાવ્યો તેનું નામ આટકોટ.

કુલ જાડેજાએ લાખાને કચ્છમાં બોલાવી લીધો. તે પછી થોડા સમયમાં કુલ મૃત્યુ પામ્યો. એટલે લાખો

કચ્છનો રાજા થયો. તે પિતૃભક્ત હતો, તેણે પિતાના નામને પોતાના નામ સાથે જોડી દીધું તેથી જ તે લાખા ફુલાણી તરીકે ઓળખાય છે.

કચ્છની ગાદીએ બેઠા પછી લાખા ફુલાણીએ કીર્તિદાયક અનેક કામો કર્યાં હતાં. કચ્છી કવિઓ કહે છે કે:–

**" લાખવીર સમો લાખો થયો કચ્છ ધરાજે પટ;**
**" હેમકડા ઉપ આલીયા, અસાન થીણીવટ....૧૨**
**" ફુલ ઘર લાખો જન્મીયો સોનલ જાણી કુખ;**
**" કચ્છ ધરા ધરે કરા, ભાંગી સઘળી ભુખ....૧૩**
**" જેના મિતી નવ થીયે કિરતી હુંદા કમ્મ;**
**" રાણે રતન નીપજે જડે ચીરાજે ચમ્મ ...૧૪**

એવો લાખો કચ્છાધિપતી થયા પછી પણ સોરઠની માયા વિસરી ગયો નહોતો.

ગુજરાતના રાજા મુળરાજ સોલંકીએ એક વખત સોરઠ પર ચ્હડાઈ કરી. તે વખતે રા' ગ્રહરિપૂએ લાખાને મદદે બોલાવ્યો. તુરતજ તે તેની વિશાળ સેના લઈ રા'ની મદદે આવ્યો. ઉભય મિત્રોએ મળી આટકોટ આગળ સોલંકીઓ સ્હામે રણરંગ જમાવ્યો.

મુળરાજ સોલંકીએ રા' ત્થા લાખાને હરાવવાના અનેક પ્રયાસો કર્યા કિન્તુ તે ફાવ્યો નહિ. ત્યારે તેણે કચ્છના વીરકેસરી લાખા ઉપર દગાનો દોર ચલાવ્યો.

લાખો અંબાજીનો પરમભક્ત હતો. આટકોટથી બે કોશ દુર અંબાજીના મંદિરમાં નિત્ય પ્રભાતે તે એકલો પૂજનાર્થે જતો. એ રીતે એક પ્રભાતે તે અંબાજીના મંદિરમાં ધ્યાનમગ્ન સ્થિતિમાં બેઠો હતો તેવામાં કેટલાએક સૈનિકો સહીત મુળરાજ તે સ્થળે આવ્યો. લાખાએ તેને જોયો છતાં પૂજા અપૂર્ણ રાખી ઉઠયો નહિ. મુળરાજે તે તકનો લાભ લઈ તેના ઉપર સાંગ ફેંકી. એ ઘાથી લાખાનું માથું કપાઈ ગયું, પરંતુ મુળરાજના ભારે આશ્ચર્ય વચ્ચે તે કપાયેલું માથું અંબાજીની સ્તુતિના અધુરા વાકયો પોકારી ઉઠયું અને ધડ બાજુમાં પડેલી તલવાર ઉઠાવી મુળરાજ પાછળ ધાયું. મુળરાજ તેના સૈનિકો સહીત ન્હાસી છુટયો. ધડ તેની પાછળ છેક તેની છાવણી સુધી ગયું અને અગણીત દળ સાથે લડવા લાગ્યું. તેને હાથે મુળરાજના અસંખ્ય સૈનિકો કપાઈ ગયા. સેનામાં હાહાકાર વર્તાઈ ગયો. જ્યારે કોઈએ આગળીનો દોરો ફેંકયો ત્યારેજ લાખાનું ધડ શાંત થઈ પડયું.

લાખાની બહાદુરીથી મુળરાજ ગ્રહરીપૂને હરાવ્યા સિવાય પાછો ગયો હતો. સોરઠી પ્રજાએ આપત્તિ કાળમાં પોતાના દેશની વ્હારે આવનાર લાખા ફુલાણીનો પાળીઓ આટકોટ ગામે ઉભો કરાવ્યો છે. હાલ પણ તે પાળીઓ પુંજાય છે.

લાખો કોને હાથે મરાયો તે જાણવું મુશ્કેલ છે. પણ નીચેના સોરઠા પરથી સમજી શકાય છે કે તે મુળરાજને હાથે મરાયો હતો.

**"અયો કુલાણી ફરોર્યો રાડે મંડાણો;**
**"મુળરાજ સાંગ ઉકતી લાખો મરાણો. ૧૫**

---

## ૪: "મોખડાજી"

રાણાજીના પૂત્ર મોખડાજીનું ધડ લડયું હતું.

રાણાજીના પૂત્ર મોખડાજી ભારે પરાક્રમી હતા. જ્યારે પિતાનું રાજ્ય મુસલમાનોએ જીતી લીધું ત્યારે તે બહાદુર પૂરૂષે મુસલમાનો પાસેથી ઘોઘા મિતીયાળા અને ખોખરાના કિલ્લાઓ ખુંચવી લઈ ઘોઘાથી થોડે દૂર દરિયા વચ્ચે આવેલા પીરમ બેટમાં રાજગાદી સ્થાપી.

મોખડાજી દરિયા કિનારે નિકળતા વહેપારીઓના વહાણોની રક્ષા કરતો. તેના બદલામાં વહાણવટીઓ પાસેથી અમુક દાણ લેતો હતો. એક વખત ખંભાતનો એક વહેપારી તેના સાત વહાણો લઈ ગોઘે આવ્યો. મોખડાજીના માણસોએ તેની પાસે જકાત માંગી. તે આપવાની તેણે આનાકાની કરી એટલે તેઓ વહેપારીને રાજા પાસે લઈ ગયા.

"તમો શા માટે જકાત આપતા નથી?" મોખડાજીએ રાજસેવકોની વાત સાંભળી લઈને પેલા વહેપારીને પૂછયું"

"દિલ્હીના બાદશાહે મારી જકાત માફ કરી છે, જુઓ આ તેના તરફનો પરવાનો" એમ કહીને વહેપારીએ એક પરવાનો બતાવ્યો.

"શેઠ! બાદશાહનો પરવાનો બાદશાહના ખંડીયા રાજાઓ પાસે ચાલે. હું એક સ્વતંત્ર રાજા છું એટલે તમારે જકાત આપવીજ પડશે." મોખડાજીએ જણાવ્યું.

છતાં પણ વહેપારીએ દાણ નહિ આપવાની હઠ પકડી તેથી મોખડાજીએ તેના સઘળા વહાણો જપ્ત કર્યા. અને વહેપારીને કહ્યું.

"જા તારા બાદશાહને કહેજે, સોરઠમાં પીરમના ધણી મોખડાજી ગોહિલને તારી સત્તા કબૂલ નથી."

એમ કહીને વહેપારીને જીવતો જવા દીધો એ વખતે દિલ્હીનો બાદશાહ મહમદ તઘલખ હતો. તેની પાસે જઈ વહેપારીએ ફરિયાદ કરી. પોતે આખી હિન્દનો હાકેમ છતાં એક ન્હાનકડા રાજપૂત ઠાકોરે આવી હિમ્મત દેખાડી. તત્કાળ તેણે જબરી ફોજ રવાને કરી તેના સગા ભાણેજને તે ફોજનો ઉપરી નીમ્યો.

સાગર જેવડા બાદશાહી લશ્કરે ઘોઘાને ઘેરો ઘાલ્યો. મોખડાજીએ કિલ્લામાં રહી થોડા દિવસ બચાવ કર્યો. પરંતુ શાહી ફોજે આસપાસના ગામડાઓમાં રંજાડ આદરી તેથી એક પ્રભાતે મોખડાજી કેસરીયા કરી તેના મુઠ્ઠીભર રાજપૂતો સહિત શાહીફોજ ઉપર તૂટી પડયા. બહાદુરીથી લડતા તે

ગોહિલ રાજાનું મસ્તક કપાયું. પરંતુ તે મસ્તક પૃથ્વી પર પડવાને બદલે ઘોર ગર્જના કરતું અસંખ્ય શત્રુના ઉદરો વીંધી પીરમગઢમાં જઇ પડયું અને ધડ બેય હાથમાં પકડેલી તલવારો વીંઝતું શાહી દળ સાથે લડવા લાગ્યું.

" તળ ખોખરા તણે ગાળે, કેસર ગરજીઓ;
" ત્યાં વિંધ્યા ચળવાળે, મુકયા ચારા મોખડા ....૧૬
" કરબો રહ્યા કતરાય. ગઢ ઘોઘાથી ગુંદી લગી;
" ત્રાહ ત્રાહ વરતાય. મારે મોકમ મોખડો.....૧૭

ખોખરાના પહાડીમાં જ્યારે નર શાર્દુલ મોખડાજીએ ગર્જના કરી ત્યારે વીંધ્યાચળમાં વસતા કેસરી સિંહો કંપી ઉઠયા. ઘોઘાથી ગુંદી સુધી શાહીફોજ પથરાઈ રહી છે તે મોખડાજીના મારથી પોકાર પાડી ન્હાસવા લાગી

" સેજકજીએ સાંરીયા, કંઇક મુગલ ને મીરાં;
" અગટ કીધા પીર, જાણ્ત ઝાંઝર શીયાઉત....૧૮
" નેં કાઢયો અરીયાતણો, ઘોડા હાંકી ઘાણ;
" નિત્ય ફરશે નિશાણ, મનત્યુવાળા મોખડા ...૧૯

તારા પૂર્વજ સેજકજીએ કંઇક શુરવીરોને રણમાં રોળ્યા હતા. તેં પણ અનેક યોદ્ધાઓનો ઘાણ કાઢયો છે. હે પૂજનીય રાજા! તારા પરાક્રમની પતાકા નિત્ય ફરકતી રહેશે.

" બળવંત વરરાજા બન્યો, ઘોઘામાં ધમસાણ;
" રંભાથી રઢરાણ, મંગળ વર્તાવો મોખડા.....૨૦
" પ્રકર્મ સર પડી થાય છે, ધડ લડીયા રણધીર;

"કંઇક મુગલ ને મીર, રણમાં માર્યા મોખડા.....૨૧

કેસરીયાં વસ્ત્રો પહેરી વરરાજાની પેઠે ઘોઘામાં અસદળ સ્હામે આથડી સ્વર્ગના અપ્સરાઓથી લગ્નના લ્હાવા લીધા. તેણે ખરેખરૂં પરાક્રમ તો તેનું માથું પડયા પછીજ બતાવ્યું.

મરદ મોખડાજીનું ધડ સાત કોશ સુધી લડતું ગયું. જ્યારે કોઇએ ગળીનો ત્રાગડો ફેંકયો ત્યારે ખદડપુર ગામની સીમમાં એક ધાર ઉપર શાન્ત થઇ પડયું. તે સ્થળે એક મંદીરમાં તેનો પાળીઓ છે. ઘોઘા, પીરમ તથા કુડા તરફ મોખડાજીની માનતાઓ ચાલે છે. પીરમ સ્હામેથી અત્યારે પણ જે વહાણો નિકળે તે મોખડાજીના નામનું શ્રીફળ સાગરમાં પધરાવે છે. હજુ જાણે તેઓ તે બહાદુર રાજાનું દાણ ચૂકવે છે. ચારણ–કવિઓ મોખડાજીની અડગતાને વખાણે છે.

"શુરા તન સેજકરા, રણ જીત્યો તન તાણ;
"પડતા છુટયા પ્રાણ, માણ ન મુકયા મોખડા.....૨૨

---

## ૫: "ચાંપરાજવાળો"

એક અંધારી અધરાતે જેતપુરના રાજા એભલવાળાનો કુંવર ચાંપરાજવાળો માથે અધાર પછેડો ઓઢીને નગર ચર્ચા જોવા નિકળ્યો હતો. તે ફરતો ફરતો ગામ બહાર ભાદર સરિતાને ભેંકાર કિનારે જઇ પહોંચ્યો એવે સરિતાને સ્હામે કિનારેથી કોઇ સ્ત્રીનો રૂદનસ્વર તેને કાને અથડાયો.

આવી વેળાએ રૂદન કરનાર તે કોણ હશે? એ અબળા કયે કારણે રડતી હશે? એવી વિમાસણ કરતો તે સરિતાને સ્હામે કિનારે ગયો. કિનારેથી થોડી દુર એક વાવ હતી, તે વાવ પર તેણે ચાર સ્ત્રીઓને બેઠેલી જોઇ તેમાંથી એક રડતી હતી. ચાંપરાજ તે સ્થળે જઇ ઉભો રહ્યો. તેને જોતાંજ ત્રણ રમણીઓ મુખ પર ઘુંઘટ ખેંચી એકદમ ઉભી થઈ ગઇ.

"તમો કોણ છો અને અત્યારે અહિં શા માટે બેઠા છો? આ સ્ત્રી કયે કારણે રડે છે?" ચાંપરાજે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"ચાંપરાજ! તમો જ્યાં જતા હો ત્યાં જાઓ અમો કોણ છીએ અને આ સ્ત્રી કયે કારણે રડે છે, તે જાણવામાં કશો સાર નથી."

"સાર હોય કે ન હોય, તમારે કહેવુંજ પડશે." ચાંપરાજે સત્તાત્મકવાણીમાં જણાવ્યું.

"કહું?" એક સ્ત્રી બોલી. "પણ ડરશો તો નહિને?"

"ડર? સિંહણના બચ્ચાંઓને વળી ડર કેવો?"

"સાંભળો અમો ચારે અપ્સરાઓ છીએ. આજથી છઠે મહિને જેતપુર ઉપર પરદેશી ફોજ ચડી આવશે, તેની સ્હામે તમારે જબરૂં ધિંગાણું થશે. તે ધિંગાણામાં તમે સ્હામા પગલે લડતા મરાશો. તે વખતે અમો તમારા

કંઠમાં વરમાળ આરોપીને સ્વર્ગમાં લઇ જશું ને તમારી દેવ પત્નિઓ થઇશું."

"અને આ રડે છે શા માટે?" ચાંપરાજે પેલીના રડવાનું કારણ પૂછ્યું.

'આગામી યુદ્ધમાં સહુથી પહેલો એક ચમાર મરાશે. તે તેનો ભરથાર થશે, તે શોકમાં તે અત્યારે રડી રહી છે."

"રડીશ નહિં. હું પોતેજ ચાંપરાજવાળો તને વચન આપું છું કે મારૂં ચાલશે ત્યાં સુધી હું કોઇ ચમારને પહેલો મરવા નહિ દઉં."

ચાંપરાજના એ વાકયો પુરા થયા ન થયા એટલામાં ઘરર કરતી ચારે અપ્સરાઓ આકાશમાં ઉડી ગઇ.

તે દિવસથી ચાંપરાજે યુદ્ધની તૈયારીઓ કરવા માંડી બરાબર છઠ્ઠે મહિને દુશ્મનોની ફોજ આવી તે વખતે ચાંપરાજ તેના કાઠી લડવૈયાઓ સહિત કિલ્લા બહાર લડવા ચાલ્યો. કાઠીઓને શુરાતન ચડે તેવો ઢોલ વગાડનાર માત્ર એક જોગડો ચમારજ હતો. ચાંપરાજે તેને કિલ્લાના કોઠા ઉપર એક પીપળાના ઝાડ સાથે મોટી સાંકળો વડે સજડાવ્યો. ઢોલ વગાડી શકે તે રીતે તેના હાથ છુટા રાખવામાં આવ્યા હતા.

જે વખતે દુશ્મનો સાથે કાઠીઓનો ભેટો થયો તે વખતે કોઠા ઉપર ઉભો ઉભો ઢોલ વગાડનાર ચમાર જોગડો અપાર શુરાતનમાં આવી ગયો, એકજ ઝટકે લોખંડી

સાંકળો તોડીને તે કુદયો. દોટ દઈને દુશ્મનોના દળમાં પહોંચ્યો. પહેલ વહેલો એજ મરાણો.

ચાંપરાજવાળાના સૈન્યમાં એક ચારણ હતો. એણે સહુથી પહેલો જોગડાને બિરદાવ્યો.

**"સંપીનો રાખણ હાર, કલબાં લઇ વેતરણ કીયા;**
**"વેજલનો વિચાર, તેં કીં જાણ્યો જોગડા....૨૩**
**"સહુથી છેલ્લે બેસતો, ઇ પહેલી ઉડયો પાત;**
**"કુંપામાં પાડી ભરાંત, જમણ અભડાવ્યું જોગડા ....૨૪**
**"જડધર ને જડીયું નહિ, માથું ખબામાંય;**
**"તલતલ અપ્સરા થાય, જે જગમતો જોગડો....૨૫**

ચામડા ચીરવાની રાપીનો રાખનાર ચમાર, આજ તલવાર તાણીને કુદી પડયો. હે જોગડા તેં વિજલ નામક અપ્સરાની મનોભાવના કેમ જાણી લીધી? તું જમણ વખતે સહુથી આઘે બેસતો તે આજ પહેલો થયો અને રાજાઓના વિજય યશને જીતી ગયો. શંકરે રૂંઢ માળામાં પરોવવા માટે હે જોગડા! તારૂંજ મસ્તક પસંદ કર્યું.

ચાંપરાજવાળાનું માથું જ્યારે દુશ્મનોની તલવારે કપાઈ પડયું, ત્યારે તેનું ધડ બાર કોશ સુધી દુશ્મનો પાછળ લડતું ગયું અને જેતપુરથી લાઠી ગામે જઈ પડયું. હાલ લાઠીમાં તેનું ધડ પુંજાય છે. ચાંપરાજવાળાએ મર્યા પછી એક વખત જેતપુરને ચારે પ્રગટ થઈ કોઈ ચારણને

હ્રયદાન દીધું હતું. એ શુરવીર પુરૂષને માટે કહેવાય છે કે,

"ફુલતીયું ફુલે કરે. સર ઠયું સાજે પાણ;
"માગે વો મસાણુ, અવળે એભલ રાઉત....૨૬
"જો જે તપશે જાત, ગુજર ગઢ છાંડી કરી;
"તો ચાંપા ચેરો થાત, અણુહીલવાડે એભાઉત....૨૭
"કમલ વણુ ભારથ કીયો, દેહવીણુ દીયો દાન;
"વાળા એ વીધાન, ચાંપા કોને ચડાવીએ....૨૮
"માળી શાહી મેલમાં, ચંપા ફુલ ન જાય;
"ચાંપો છાબામાંય, ઓચીંતો ઊઠે એભાઉત....૨૯

સોરઠની ભૂમીને એભલના પુત્ર ચાંપરાજે રૂધિરે તૃપ્ત કરી દીધી. જો ચાંપરાજ શાહી ફોજ સ્હામે ન લડયો હોત તો ગુજરાતના પાટનગર પાટણુમાં સોરઠની અપકીર્તિ થાત. માથા વિના જેનું ધડ લડયું અને દેહ સુક્ષ્મ દેહે પ્રગટ થઈ જેણે દાન દીધું એવો મહાન પુરૂષ ચાંપરાજ વાળા સિવાય બીજો કોઇ થયો નથી. ચાંપરાજના મૃત્યુ પછી શાહી મહેલમાં જે ફુલો જતાં તેમાં ચંપાનાં ફુલ લાવવાની બાદશાહે માળીઓને બંધી કરી હતી કારણુ કે વખતે તે પુષ્પમાંથી ચાંપરાજવાળો પ્રગટ થાય ?



## ૬ : "હમીરજી - ગોહિલ"

સેજકજી ગોહિલના ત્રીજા પુત્ર સારંગજીએ અર્થીલીમાં ગાદી સ્થાપી હતી. તેના વંશમાં ભીમજી ગોહિલ થયા. ભીમજી ગોહિલના સ્વર્ગવાસ પછી તેના ત્રણ પુત્રોમાંથી દુદાજી અર્થીલાની ગાદીએ બેઠા અને અરજણજી તથા હમીરજી ગઢાળી ગામે રહેતા હતા.

એક વખત અરજણજી જુનાગઢ ગયા હતા. હમીર એકલોજ ઘરે હતો. એવે એક દી એક ચારણે હમીરજી પાસે આવી કહ્યું.

"બાપ ગોહિલ! ઝુફરખાન નામનો મુસલમાન સરદાર સોમનાથનું શિવાલય ભાંગવા આવનાર છે. આ વખતે સોમનાથજીની રખાતે ચડનાર કોઈ રાણીજાયો રાજપૂત રહ્યા નથી."

સાંભળીને હમીરના હૈયામાં રાજપૂતોનું અભિમાન ઉછળી આવ્યું. તે હાથમાં પાણીની અંજલી લઈને બોલ્યો. ગઢવા! અત્યારથી હું મારૂં માથું સોમૈયાને સમર્પી ચૂકયો."

એવું પણ લઈને તે તેના પાંચ પચ્ચીસ રાજપૂતો સાથે ચાલી નીકળ્યો. માર્ગે જતાં વેગડા નામનો એક બળવાન ભિલ તેને લુંટવા આવ્યો. ગોહિલે તેને હરાવ્યો. પોતાને જીવતદાન દેનાર હમીરજીનો ઉપકાર માનતો વેગડો બોલ્યો કેઃ—

"હમીરજી! મારે એક પુત્રી છે તે ઘણા કાળથી આપના વખાણ સાંભળી આપને વરી ચૂકી છે. જો આપ તેની સાથે લગ્ન કરો તો હું મારા પાંચસો ભીલો લઇ આપની સાથે સોમૈયાની રાખાતે ચાલી નીકળું.

હમીરજી સાથે એક ચારણ હતો તેણે શિખામણ આપી કે "કુંવર! કુંવારા મરનારની મૂક્તિ થતી નથી માટે વેગડાની માંગણી સ્વીકારી લ્યો."

હમીરજીએ વેગડાની પુત્રી પાર્વતીને સમજાવ્યું કે "હું તારી સાથે લગ્ન કરીને માત્ર દસજ દિવસ રહીશ. અગીયારમે દિવસે તું વિધવા થઈશ."

છતાં પણ પાર્વતીએ હમીરજી સાથે લગ્ન કરવાની હોંસ બતાવી. વેગડાએ ધામધૂમથી તે બંનેને પરણાવી દીધાં પરણીને હમીરજી દસ દિવસ વેગડાને ઘરે રહ્યા. અગીયારમે દિવસે સોમનાથની વાટે ચાલી નીકળ્યા. વેગડો ભિલ તેના પાંચસો ભિલ લઇ તેની સાથે ગયો.

સોમનાથ તરફ જતાં કાળુભારને કિનારે એક ન્હાનકડું ગામ આવ્યું તે ગામના એક મકાનમાં એક વૃદ્ધ ચારણયાણી તેનો પુત્ર લાખણશી ગુજરી ગયો હતો તેની પાછળ મરસીયાગાતી કલ્પાંત કરી રહી હતી. હમીરે તેની પાસે જઈ પૂછ્યું.

"માજી! તમે શું ગાવ છો?"

"મરસીયા!"

"ગાવ જોઉં."

**"માણસ માથે ખોડ, મોટામાં મોટી મોતની;**
**"બીજી લાખ કરોડ, એ સમી એકે નહિ...૩૦**
**"લાખાણશી લાડીલા બાળ,**
**કયે કારણ રીસ કરી ગયો;**
**"થાતાં તારો કાળ, જીવીને રોવું રહ્યું...૩૧**

"આ મરસીયા બહુ મીઠા લાગે છે. થોડા મારા ય ગાવને?"

એ બાઈનું નામ લાખબાઈ હતું તેણે કહ્યું.

"દિકરા! મરસીયા મરેલા પાછળ ગવાય. જીવતા ના નહિ"

"હું ઘરેથી મરવાનો દ્રઢ સંકલ્પ કરીનેજ નિકળ્યો છું."

"એમ નહિ. જો તારે મરશીયા ગવરાવવા હોય તો મને સાથે લઈ લે રણભૂમીમાં તારૂં પરક્રમ જોઇ મારી છાતી ફાટશે તો મરસીયા ગાઇશ નહિંતર નહિં."

હમીરજીને તે વાત પસંદ પડી. તેને સાથે લઈ સોમનાથ જઈ પહોંચ્યા. સોમનાથ જઈ પહોંચ્યા પછી થોડા દિવસે સાગર જેવડા જબરા લશ્કર સમેત ઝુફરખાને સોમનાથ પર હલ્લો કર્યો. એ વખતે હમીરજી અને વેગડો હરહર મહાદેવ કહી તેના પર તૂટી પડયા.

વેગળો તેના પાંચસો ભિલો સહિત સોમનાથજીના પ્રવેશ દ્વારમાંજ કપાઇ ગયો. એ વખતે લાખણાઈએ નીચેનો દુહો કહ્યો છે.

"વેગડ વડ ગુંજાર, ગઢ બારેયે ગર્યો નહિ;
"શીંગ સમારણ હાર, અંબર લગી અડાડીયા....૩૨

વેગડો પડયો. ઝુફરના લશ્કરે સોમનાથના શિવાલયમાં પગ મૂકયો. એ વખતે રણઘેલા હમીરે દુશ્મનોના અનગળ દળને એકલા હાથે હરાવવાની હોડય બાંધી. તેની તલવારે પળવારમાં ભારે ત્રાસ વર્તાવી દીધો. અંતે તેનું માથું પડયું પણ ધડ સોમનાથના મંદીરનો બચાવ કરવા ઝુઝી રહ્યું હતું. એ વખતે લાખણાઈએ તેના મરસીયા ઉપાડયા.

"વહેલો આવ્યે વીર. સખાતે સોમૈયાતણ;
"હિલોળવા હમીર, ભાલા અણીએ ભિમાઉત....૩૩
"પાટણ આવ્યા પુર. ખળહળતા ખાંડાતણા;
"શેલે સાંહી શુર, ભેંસાયણ શોભિમાઉત....૩૪

હે વીર હમીર! તું સોમૈયાની સખાતે વહેલો આવજે. અહિં ભાલાની રમ્મત મંડાણી છે તે રમવા ભિમજી ગોહિલના પૂત્ર તને મહાદેવજીના આમંત્રણ છે. અત્યારે સોમનાથ પાટણમાં સમશેરવાળાની સરિતા હલકી એમાં જેમ મહીવિ કુદી પડે તેમ તું ભિમજી ગોહીલના પૂત્ર કુદી પડસે.

"ચંતચતુરંગ કહેવાય, અનુકુલ અણુસારે થીયે;
"તેમ પોતાના પાય, ભરતો આવે ભિમાઉત....૩૫

તેજીલો અશ્વ જેમ વગર ઈસારે ચાલ્યો આવે તેમ તું રીપુદળ સામે વગર ધડકયે હે ભિમજી ગોહિલના ભડવીર પૂત્ર! ભારથમાં પગલાં ભરતો આવે છે.

"વેણુ તારી વીર, આવી ઉવાટી નહિ;
"હર મંદીર હમીર, ભેખડ હનો ભિમાઉત.....૩૬
"વન કાંટાળા વીર, જીવીને જોતા રહ્યા:
"ભાંગો અવઢ હમીર, ભાંગ્યો ચોરી ભિમાઉત....૩૭
"તું જાતા બીજાતણા, હર માથે પડીયા હાથ;
"તું હતો ભારથ જાત, ભેરે આવ્યો ભિમાઉત....૩૮

લાખબાઇના મરસીયા પુરા થયા ત્યાં સુધી હમીરનું ધડ લડયું. પછી શાન્ત થઇ પડયું. લાખબાઇએ છેલ્લો મરસીયો કહ્યો.

"હર પર પડયા કેર, કંકણુ રબડયા પારવતી તણા;
"પડયા ધડ ને સર, ભારત રમતા ભિમાઉત.....૩૯

એ રીતે અર્થીલાનો લ્હાડીલો કુંવર હમીરજી ગોહિલોના કીર્તિ મંદિર પર કળશ ચડાવી રણમાં પડયો. પાર્વતી તેની પાછળ સતી થઇ. હમીરજીની દેરી હાલ સોમનાથ પાટણમાં છે.

જ્યારે હમીરજીએ રણવિદાય લીધી ત્યારે પાર્વતી સગર્ભા હતી. તે એક પુત્રને જન્મ આપી સતિ થઇ. તે

પુત્રના વંશજો હાલ કાઠીયાવાડમાં છે. તેઓ ગોહિલ કોળી તરીકે પ્રસિદ્ધ છે.

લાખબાઇ માતાની દેરી હાલ શામઢીયાળા ગામે મોજુદ છે.

હમીરજી ઈ. સ. ૧૪૦૦ માં સોમનાથની લડાઇમાં પડ્યા હોય તેમ માની શકાય છે.

---

## ૭ : "લોડણ"

"બાપા! અમારે દ્વારીકાની જાત્રાએ જાવું છે!" ભરત પુત્રીએ પિતા સમક્ષ યાત્રાની અભિલાષા પ્રગટ કરી.

"બહુ સારૂ દીકરી! મારી કયાં ના છે? સાથે કેટલા માણસો લેવા છે?" પિતાએ પુછ્યું.

"એક રથ, બે દાસીઓ અને આઠ ઘોડેસ્વારો પુત્રીએ જણાવ્યું.

"હું આવતી કાલેજ બધો બંદોબસ્ત કરી દઇશ. કયે દિવસે નિકળવું છે?"

"ગુરૂવારની પ્રભાતે."

"ઠીક." કહી પિતા ચાલતો થયો.

પિતાનું નામ દેવસુર. ખંભાતના આહીરોમાં તે માલદાર ગણાતો. પુત્રીનું નામ લોડણ. લોડણ એટલે આરસની પુતળી. એના જેવી રૂપાળી કન્યા કચ્છ કાઠીયાવાડ કે ગુજરાતમાં બીજી કોઇ ન્હોતી. એના રૂપગુણના

ભારે વખાણ થતાં, મોટા મોટા આહીર ગામેતીઓ
પુત્રો માટે લોડણના માગાં આવતાં, પણ તેણે બાળપણ
આખી જીન્દગી કુંવારા રહી શ્રીકૃષ્ણ ભજનમાં જીવ
વિતાડવાના આકરાં વ્રત્ત લીધાં હતાં માતાપિતા એક
એક પુત્રીને વૈરાગ્યવૃત્તિ તજી, કોઇ આહીર પુત્ર સા
લગ્ન કરી સુખી થવા સમજાવતાં, પણ તે તેના નિશ્ચયમ
હજુ સુધી અચળ હતી ને પુરુષજાતિને ધિક્કારતી હતી
એટલું જ નહિ પરન્તુ કોઇ પુરુષનું મૂખ પણ જોતી નહિ

એવી લોડણ ગુરૂવારની પ્રભાતે તેના પિતાએ તૈયા
કરેલા સંઘ સાથે દ્વારિકાના પંથે ચાલી નિકળી. આખો
દિવસ પંથ કાપતા ને નિશા પડે ત્યાં મુકામ કરતો સં
દ્વારિકાની વાટે ચાલ્યો જતો હતો. ચાલતાં ચાલતાં માર્ગમ
રાવળ સરિતાને કિનારે રાવળ ગામ આવ્યું. તે ગામમ
એકલા આહીરોની જ વસ્તી હતી. તે ગામને પાદર આવત
રાત્રિ પડી એટલે લોડણે રાવળ સરિતાને કિનારે રાવ
ઉભી કરાવીને મૂકામ કર્યો.

ગામમાં ખબર પડી કે બાળકુંવારાં રહેવાનાં જેણે
નીમ લીધાં છે તે ખંભાતના આહીરના દીકરી લોડણ
દ્વારિકા જતાં આજની રાત ગાળવા રાવળને સામે કાં
પડાવ નાંખીને પડી છે, તેથી આહીર રાણીઓ ટોળે વળીને
તેને મળવા જવા લાગી.

ગામના મૂખ્ય ભાગીદાર સાત ભાઈઓ હતા. સાતમાં ૬ પરણેલા હતા. સહુથી ન્હાનો ખીમરો હતો. તે બધા ભાઈઓ કરતાં વધારે રૂપાળો અને ચાલાક હતો તેથી સઘળા ભાઈઓ તથા ભાભીઓમાં પ્રિય હતો. તેણે લોડણની રૂપ પ્રસંશા સાંભળી તેને જોવા જવાનો નિશ્ચય કર્યો. પરન્તુ ખંભાતણ કોઈ પુરૂષનું મૂખ જોતી નથી એ પ્રકાર જાણીને તે નિરાશ થયો. અંતે તેણે લોડણને નિહાળી આવવા માટે એક યુક્તિ શોધી કહાડી.

તેની ૬ ભાભીઓ કેટલીએક આહીરાણીઓ સાથે લોડણને મળવા જવા માટે ઘરેણાં વસ્ત્રો પહેરી સજ્જ થતી હતી તેને ખીમરાએ પ્રાર્થના કરી કે, "ભાભી! તમો લોડણને મળવા જાઓ છો ને, મને નહિ લઈ જાઓ ?"

"લઈ જઈએ પણ અમારા જેવા લુગડાં પહેરી લ્યો તો!"

"ખુશીથી.", કહી ખીમરાએ એક ભાભીના કપડાં પહેરી લીધાં. બધા તેની એ ગમ્મત પર હસવા લાગ્યા, પણ તેને સાથે લઈ ચાલ્યા.

આહીરાણીઓ રાવળ સરિતાને સ્હામે કિનારે હતી તે વખતે રાવટીમાં બેઠેલી લોડણની દૃષ્ટિ તે તરફ આકર્ષાણી. તેણે આહીરાણીઓના ટોળામાં ભળી આવતા આહીરને પગમાંથી કળી કહાડયો. પોતાને જોવાની લાલસાએ નારીવેશ

સજનાર નરના અંતરમાં કેટલો બધો મોહ? કેટલો બધો પ્રેમ હશે? એવી વિમાસણ કરતી તે તેની સાથે જે બે વડારણો હતી તેમાંથી એકને કહેવા લાગી.

**" આવે કોઇ આહીર, ભોજાયુ ભેળો મળી;**
**" પણ આરો ઉતરતાં, પગ પરખાણો પૂરૂષનો....૪૦**

કોઈ આહીર તેની ભાભીઓ સાથે ભળીને આપણી રાવટીમાં ચાલ્યો આવે છે. સરિતાનો આરો ઉતરતાં તેના પગ ઉપરથી મેં કળી લીધો, કારણ કે સઘળી સ્ત્રીઓ વસ્ત્રો સંકેલી ધીમે પગલે સરિતા વટાવી આવી, અને તેણે એકજ છલંગે સરિતા વટાવી દીધી.

વડારણ કહેવા! કહેતા હો તો આપણા પહેરેગીરોને કહી તેને આવતો અટકાવી દઉં.

ના, લોડણે જમણો હાથ ઉંચો કરી કહ્યું.

**" ભોજાયું ભેળો મળી, મળવા આવે મહેમાન જે;**
**" તે થડકયો થાનો લે, ખભા લગણ ખીમરો....૪૧**

એ આવનાર પુરૂષ સાધારણ નહિ પણ અહિંના ગામ ધણીનો નહાનો ભાઈ ખીમરો છે. રાવલની આહીરાણીઓને મૂખે મેં તેના વખાણ સાંભળ્યા. કોઈ પુરૂષના વખાણ મને ગમતા નથી પણ એ ખીમરો તો આજ મારી છાતીમાં વસી ગયો છે. માટે ભલે આવે પણ ખીમરા!

**" ભોજાયું ભેળો મળી, તું આવે મળવાને મીસ;**
**" પણ વરત અમારા વીસ, ખોટા થાશે ખીમરા....૪૨**

ખીમરા! તું મને સ્ત્રી વેષમાં મળવા આવે છે, પણ મારા વીસ પ્રકારના વ્રત આજ ખોટા થઇ પડયા છે.

એટલામાં આહીરાણીઓ રાવટીમાં પહોંચી. લોડણુ એક પછી એક તમામ આહીરાણીઓને છાતીસરસી ભીંસીને મળી તે રીતે ખીમરાને પણ મળી. મળતી વખતે તેના કાનમાં છુપી ફુંક મારી કે,

"મોડી રાતે અહિં આવજે."

સઘળી આહીરાણીઓ લોડણુ સાથે વાતોચીતો કરીને ઘરે જવા ઉઠી. ખીમરો પણ ઉઠયો. રાવટીની બહાર જવા તેના પગ ઉપડતા નથી. લથડતી ચાલે તે તેની ભાભીઓ પાછળ ઘસડાતો જતો હતો. નદી ઉતરતાં તો તે પડુપડુ થયો. રાવટીમાં બેઠાબેઠા એ દેખાવ જોઈ રહેલ લોડણુ બોલી કે,

**"પાણીના પગથીયાં, શેળા વેશ્ર છે સગાં;**
**"લથડયમાં લાડા, ખમ્મા તને ખીમરા.....૪૩**

હે સગા! એ માર્ગ શેવાળવાળો હોવાથી ચીકણો છે એટલે જાળવીને ચાલજે, પડતો નહિ. મારા પ્યારા ખીમરા તને ખમ્મા હજો! એમ પ્રભુ પ્રત્યે પ્રેમ ધરાવનારી યુવાન આહીર કુમારીના હૃદયમાં આજે યુવાન પુરુષ પ્રત્યે પ્રેમ ભાવના જાગી. તેને મળવા તલસવા લાગી.

ભાભીઓ સાથે ઘરે જઇને ખીમરાએ સ્ત્રી વેષ ઉતારી નાખ્યો. તેણે લોડણુને પણ હસી કહાડી. તેની રમત કોઇ કળી શકયું નહિ. અર્ધનિશાએ એકલો

લોડણુને પડાવે ગયો. સંઘના માણુસો ઘોર નિંદ્રામાં પડ્યા હતા. રાવટી પાછળ લોડણુ તેની વાટ જોતી ઉભી હતી. બેય પ્રેમીઓ મળ્યાં. લોડણુ પ્રેમીને રાવટીમાં લઈ જઈ ઉભય વચ્ચે ખરેખરી પ્રિત બંધાઈ ગઈ. લોડણુ ખીમરાને વચન આપ્યું કે હું દ્વારિકાથી પાછી ફરીશ ત્યારે તારી સાથે અવશ્ય લગ્ન કરીશ.

ખીમરો તો એ રૂપરૂપની ખાણુસમી ખંભાતણુ સાથે એકતાર બની ગયો હતો. ઉભય પ્રેમીઓને પ્રેમ વાર્તામાં રાત્રિ પસાર થવા આવી તેનુંય ભાન રહ્યું નહિ. બહારના માણુસોએ રથ ઘોડા તૈયાર કરી જ્યારે લોડણુને સાદ કર્યો ત્યારેજ તેઓને સમયનું ભાન થયું. પ્રિયતમાથી છૂટા પડવાનો વખત આવી લાગતાં ખીમરો તેને બાઝી પડયો. લોડણુ તેને આશ્વાસન આપવા લાગી.

"રોમાં રાવત ખારા આંસુએ ખીમરા;
"વીસ દહાડાનો વશાડ, અમે આઠજ દહાડે આવશું.૪૪

હે રાજવી! રો માં, અહિંથી દ્વારિકા જતાં આવતાં વીસ દિવસ લાગે છે, પણ હું આઠજ દિવસમાં પાછી આવતી રહીશ.

"વીસ દહાડાની વાટ, અમે આઠજ દહાડે આવશું;
"માટે મુકી કચવાટ, રજા દે રાવળના ધણી.....૪૫
"સંઘડો હાલુ હાલુ થયો, રોકયો નવ રોકાય;
"મોડુ મુજને થાય, રજા દે રાવળના ધણી.....૪૬

બહાર સંઘ તૈયાર થઈ ઉભો છે, માટે મને કચવાટ મુકી રજા દે. પણ ખીમરાની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો છે. લોડણ કઠણ હૈયું કરી રાવટી બહાર નિકળી ગઇ. તેથી નિરૂપાય થઇ ખીમરો રાવટી પાછળ ચાલ્યો ગયો.

લોડણ સંઘ સાથે ચાલી ગઇ. બીજી પ્રભાતથીજ ખીમરાએ ખાનપાન મુકી દીધાં. લોડણનો વિયોગ અસહ્ય થઇ પડવાથી તે પથારીએ પડ્યો. આઠ દિવસથી શોક જ્વરમાં તપતો લોડણ, લોડણ જપતો રહ્યો. નવમે દિવસે પ્રિયતમાનો વહાડ વિત્યો એટલે ઝુરી ઝુરીને તેણે દેહ છોડી દીધો. તેના પ્રેમાત્માએ સ્વર્ગમાં દેવાત્માઓ વચ્ચે જઇ વાસ કીધો.

લોડણને પણ વાટમાં ચહેન પડતું નથી. તેને ઠેકાણે ઠેકાણે માઠા શુકન થાય છે. તેથી મન સાથે વિમાસતી જાય છે કેઃ–

**"જમણાં જાંગર ઉતર્યાં, ડાબી ભેરવ સંભળાય;**
**"લોડણ વિમાસે મનમાં, આ સંઘ દ્વારિકા નહિ જાય.૪૭**

છતાં સંઘ દ્વારિકા ગયો. લોડણે દ્વારિકાધિશના ચરણોમાં શિશ ઝુકાવી પ્રાર્થના કરી–પ્રભુ ! આશિષ આપો, ખીમરા સાથે પરણું."

રાતે લોડણ સુતી છે, તેવામાં તેને સ્વપ્ન આવ્યું. જાણે તેનો પ્યારો ખીમરો તેની પાછળ ઝુરી ઝુરીને મૃત્યુ

પામ્યો છે. એ કુસ્વપ્નમાંથી તે ઝબકીને જાગી ઉઠી. હાથ જોડીને પ્રભુને વિનવવા લાગી.

"દ્વારિકાને દેવળ અમને સ્વપ્ના આવ્યા જે;
"તે સાચા હોજો સગાવીર, ખોટા મારા ખીમરા....૪૮

પ્રભુ ! અહિં મને જે સ્વપ્ન આવ્યું તે મારા સહોદરને લાગુ પડજો, પણ મારા ખીમરા માટે ખોટું નિવડજો.

લોડણનું મન એ વખતથીજ ઉચક થઇ ગયું. વ્હેલી પ્રભાતે તે તેના સંઘ સાથે ચાલી નીકળી. ઉતાવળે પંથ કરતી રાવળને પાદર આવી પહોંચી. પોતાના આગમન સમાચાર સાંભળી આ ઘડીએ ખીમરો આવી પહોંચશે એવી આતુરતામાં તે પ્રિયતમની વાટ જુએ છે એટલામાં ગામમાંથી આહીર આહીરાણીઓ આવવા લાગ્યા પરન્તુ આ શું ? બધા સુનકાર કાં ઉભા છે ? લોડણ એવી વિમાસણમાં હતી તેવામાં કોઈએ તેને ખેદજનક વાત સંભળાવી કેઃ—

તમારી પાછળ ઝુરીઝુરીને જુવાન ખીમરાએ દેહ પાડી દીધો. એ સમાચાર સાંભળતાં તે પૃથ્વી પર પછડાઇ પડી. તેણે પ્યારા ખીમરા પાછળ કલ્પાંત આદર્યો.

"નખમાં નો'તો રોગ, જોગ હતો જીવન તણો;
"કેમ થયો કાળને ભોગ, ખોટું મારા ખીમરા....૪૯

અરેરે....ત્હારા નખમાંય રોગ ન્હોતો ને આ શું થયું ? તું મૃત્યુ પામ્યો હો તે, હે ખીમરા ! હું ખોટું

માનું છું. અરેરે આ કરતાં હું દ્વારિકા ન ગઈ હોત તો
સારૂં હતું.

**" અમે ગયાં'તાં જગન્નાથ, દર્શન કરવા દેવનાં;**
**" એવે અધવચ ઉઠી આગ,**
**તારી ખાંભી ખોડાવું ખીમરા...પ**
**" માર્ગ કાંઠે મસાણ, ઉજળીયા આયર તણા;**
**" ત્યાં પોઢેલ મારો પ્રાણ, ખબર ન્હોતી ખીમરા....પ**

હું દ્વારિકાના દર્શન કરવા ગઇ એટલી વારમાં મારી સર્વ આશાઓને સળગાવીને ખીમરે પરલોકવાસ કર્યો. હું આહીરોના સ્મશાન પાસેથી નિકળી હતી, પણ મને ખબર ન્હોતી કે મારા પ્યારાને ત્યાં પોઢાડયો છે, નહિ તો અહિં સુધી આવત નહિ."

રાવલના માનવીઓ લોડણને કલ્પાંત નહિ કરવાને સમજાવે છે. લોડણ તેઓ પ્રત્યે તિરસ્કાર બતાવતી બોલી.

**"ખીમરા ખારો દેશ, મીઠા બોલા માનવી;**
**" મને જાગી દેને જવાબ, ખોટી કરમાં ખીમરા.....પ**
**" જાતા જોયો જુવાન, વળતા જોયો પાળીયો;**
**" મારી પાસે નથી પડધાન,**
**નૈતો ખાંભી ખોડાવત ખીમરા....પ**

ખીમરા ! અહિંના માણુસો મીઠા બોલા છે. તેઓને તારા મૃત્યુનો શોક નથી. પરન્તુ મને શા માટે ખોટી કર

છે. હે પ્યારા! અહિંથી જતી વખતે મને તારા દર્શન થયા હતા અને અત્યારે વળતી વખતે મીઠો પ્રેમ સંભારી આ પાળીઓ બેસારવો પડે છે.

એમ કહી એ પ્રેમી બાળાએ એક પાષાણ ઉભો કરી તેને બાથ ભરી કહેવા લાગી.

**"ખાંભી ખંભામાંય, ભીમસેની ભાંગે નહિ;**
**"રાવલીયો રૂદીયામાંય, ખડવંડુ કરી ગયો ખીમરો ૫૪**
**"આણીયાળા આ ઉર, ભીંસુ તોય ભાંગે નહિ;**
**"પણ બળ કરતી બીઉ, તારી ખાંભી માથે ખીમરા. ૫૫**

તારી આ ખાંભી મારા હૈયા સાથે ભીંસુ છું તોય ભાંગતી નથી અરેરે! તું મને રખડાવીને ચાલ્યો ગયો. ખરેખર

**"માણસ માથે ખોટ, સૌથી મોટી મોતની**
**"બીજી લાખ કરોડ, એ સરખી એકે નહિ....૫૬**

સંઘના માણસો તેને આશ્વાસન આપવા લાગ્યા. તેને રજા આપતી બોલી કે,

**"ઘોડાળા જાનને ઘેર, અમે પળતા પાળા ચુગ શું;**
**"મારે રહેવું એકજ રાત, ખાંભી માથે ખીમરાની. ૫૭**

રાત પડી એટલે રાવલના માણસોએ લોડણને ગામમાં આવવા વીનવવા માંડી. તેઓને તેણે કહ્યું.

**"જા જા માકડને માખ, રાવલમાં રહેવાય નહિ;**
**"મારે રહેવું એકજ રાત, ખાંભી માથે ખીમરાની. ૫૮**

તેના એવા જવાબથી માણસો ધીમે ધીમે વિખેરાઈ જવા લાગ્યા. લોડણ એકલી આખી રાત તે સ્થળે કલ્પાંત કરતી રહી. તેણે મનોગત નિશ્ચય કરી લીધો કે ખીમરાએ મારે માટે પ્રાણ તજી દીધો. હવે મારે કઇ આશાએ જીવવું ? શુદ્ધ સ્નેહિઓ એક બીજાને વિયોગે જીવી શકતા નથી.

**" ચારસ પંખીની જોડ, જુદી કદાપી ના પડે;**
**" જો પડે એકની ખોડ, બીજું માથું પટકી મરે. ૫૯**

આખરે એ આહીર કન્યાએ પ્રિયતમની પ્રેમ પ્રતિમા સાથે માથું પટકી મરી મીટવાનો દ્દઢ સંકલ્પ કરી દીધો. પ્રભાતે જ્યારે ખીમરાના સહોદરો તે સ્થળે આવ્યા ત્યારે તેઓને ભલામણ કરી કે.

**" કાચલીયું ને કપુર, વીગતે વીગતે વાવજો;**
**" આવવું પડશે જરૂર, ખાંભી જુવારવા ખીમરાની.. ૬૦**

અને પછી બેય હાથે ખાંભી પકડીને બોલી.

**" કોઇ ચડાવે તેલ, શિંદુર ચઢાવે સગા;**
**" લોડણ ચડાવે લોઇ, તારી ખાંભી માથે ખીમરા. ૬૧**

એમ બોલી તે પ્રેમી બાળાએ ખીમરાની ખાંભી સાથે જોરથી મસ્તક અફળાવ્યું. એકજ અફાળે તેનો પ્રેમિ આત્મા પ્રિયતમને ભેટવા સ્વર્ગ વાટે સંચરી ગયો. તેનો દેહ પ્રેમિના **શબને** બાઝી રહ્યો હતો.

રાવળના આહીરોએ રાવળ સરિતાને કિનારે લોડણ અને ખીમરાની ખાંભીઓ બેસાડી છે તે આજેય આ કાળજુની પ્રેમ કથા કહેતી ઉભી છે.

## "દાદુ"

ભાઇઓ! કોઇ દયા કરીને મારી સાથે એક ગાડું મોકલશો? તમારી સીમમાં કવિરાજ ઘાયલ થઇ પડયા છે. બાલાગામને ચોરે આવીને એક બ્રાહ્મણે પોકાર પાડયો.

"કવિરાજ કયો?" દાયરમાં બેઠેલા ગીરાસદારોમાંથી એક જણે મૂછે તાલ દેતા પૂછયું.

"કવિ નરહર! દ્વારકાની યાત્રા કરી અમો નવાનગર જતા હતા તેવામાં અહિં આવતા લુટારાઓ ગળ્યા. તેઓ માર મારીને કવિરાજની ગાડી તથા સઘળું લુંટી ગયા. મને ય માર પડયો છે પણ કવિરાજની ઝટ સારવાર થાય તે માટે અહીં મદદ માંગવા દોડી આવ્યો છું.

તે અહિં શું છે? જા દાદલભા પાસે

દાદલભા કોણ છે?

અહિંના દરબાર છે.

એમ કહીને તે બ્રાહ્મણ ચોરા ઉપરથી દાદલભાનું ઘર પૂછતો દોડયો. એક ખાંચામાં જતાં એક આદમીએ તેને દદલભાનું ઘર બતાવ્યું. જોઇને તે અજાણ્યો બ્રાહ્મણ આભો બની ગયો. મનમાં સમજી ગયો કે ચોરાવાળાઓએ પોતાને બનાવ્યો.

ત્રણ તરફથી ભીંતો પડેલ અને જે ખોરડા ઉપર પુરા નળીયાએ રહ્યાં નથી એ ઘરમાં રહેનાર દરબાર કેવા હશે? છતાં તેણે સાદ કર્યો.

દાદલભા ?

એ આવ્યો ભાઈ! કહેતો એક આદમી તેની સ્હામે આવી ઉભો રહ્યો. એના દેખાવ ઉપરથીજ તે મુસલમાન તરિકે ઓળખાય ગયો.

તમે પોતેજ દાદલભા ?

ના બાપ! મારૂં નામ દાદવો. હું આ ગામનો દરબાર નહિ ગરીબ મૂસલમાન છું. એકો હાંકી પેટ ગુજારો કરૂં છું.

તમારા ગામમાં અમારા કવિરાજ પડયા છે તેને મદદ કરશો ?

હા બાપ! શા સારૂ નહિ માનવીને માનવી મદદ નહિં કરે તો બીજું કોણ કરશે! એમ બોલતો તે ઘરમાં દોડયો ગયો. આંખના એકજ પલકારામાં એનો ભાંગ્યો તૂટયો એકો જોડી બહાર આવ્યો.

પેલો બ્રાહ્મણ એ એકામાં બેઠો. જે સ્થળે કવિ ઘાયલ થઈ પડ્યા હતા તે સ્થળે એકો લઇ ગયો. બન્નેએ મળી બેશુદ્ધ કવિને એકામાં નાંખ્યા સંભાળપૂર્વક ગામમાં લઈ આવ્યા.

કવિને સહાય કરનાર મૂસલમાન ગરીબ છતાં દિલનો દિલાવર હતો. તેને આંગણે આવનાર નિરાશ થઈ જતો નહિ. સંપતાનૂસાર હિન્દુ હોય કે મુસલમાન, અભેદ

ભાવે સર્વ કોઈને સહાય કરતો તેના તે સ્વભાવ અનુસાર અત્યારે કવિ નરહરને તે તેને આંગણે લઇ આવ્યો હતો.

ઘરનો એક ભાગ સાફ કરાવી તેણે ખાટલો બિછાવી કવિરાજને સુવાડી, અને કવિ શુદ્ધિમાં આવ્યા એટલે પેલા બ્રાહ્મણ રસોયાને હાથે રસોઈ કરાવી જમાડયા. બરાબર એક મહિનો ચાકરી કરી એટલીવારમાં કવિ સાજા થયા.

એ કવિ આખા હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ હતા. ઇશ્વર સિવાય કોઇની કવિતા રચતા નહિ. પુરૂષોની કવિતા રચનાર કવિઓને તે ધિક્કારતા હતા અને મુસલમાનનું મુખ પણ જોતા નહિ. એવા કવિને આજ મનુષ્યોની મહત્તા સમજાય. તેણે બાલાગામને ચોરે દાયરો ભરીને પોતાની સેવા કરનાર કવિની કવિતાઓ ગાવી શરૂ કરી. એની જીભ્હામાંથી કાવ્ય સૂરસરી વ્હેવા લાગી.

**'ચિતોડે મન ચળ્યુ નહિં, લાખો લેતા દામ;**
**'ઇ બાંધ્યું બાલાગામ, દાણો પાણી દાદવા...૬૨**

હે ભાઇ! ચિતોડના રાણાએ તેનો એક દુહો રચું તો મને એક લાખ રૂપીઆ આપવાનો લોભ દેખાડયો હતો. છતાં મારૂં મન ચળ્યું ન્હોતું. તે આજ બાલગામમાં આ તારી કવિતા ગાઉં છું એ પણ ભાવીની પ્રબળતા જ ગણાય.

હું મુસલમાનોને ધિક્કારતો પણ તારા આદર્શો અનુભવી સમજ્યો કે,

"જેના સોજા ચરિત્ર, એના વરણુ કાં વિચારીએ;
"પ્રહલાદ મનાણો પવિત્ર,નહિ તો દાનવ હતો દાદવા૬૩
"વરણુ કવરણુ નવ હોય. ભલે કવરણુ ઘર ઉછર્યા કરણુ;
"કોયલ કસૂર ન હોય, મર દહર ઉછરે દાદવા....૬૪

જે પુરૂષના ચરિત્ર સારા હોય તે પુરૂષ સારો જ ગણાય છે ભલે તે નીચ જાતીમાં જન્મ્યો હોય, પ્રહલાદ દાનવ પુત્ર હોવા છતાં દેવ મનાયો છે. કરણુ ખવાસને ઘરે ઉછર્યો હતો છતાં તેની રાજવી સુવાસ દૂર થઇ ન્હોતી. કોયલનું બચ્ચું કાગડાના માળામાં ઉછરે છતાં તેની ભાષાની મિઠાસ જાતી નથી.

"મળીયો તુંથી મેળ, મન બીજે મળશે નહિ;
"એવો ભળીયો ભેળ દુધ સાકરમાં દાદવા...૬૫
"લાગ્યો તુંથી નાદ, બીજાથી લાગે નહિ;
"જેવો શેડે સ્વાદ, એવો દાણે ન હોય દાદવા....૬૬

દાદુ! પૂર્વ જન્મની પ્રિત જાગી હોય તેમ મારૂં મન જેમ પયમાં સાકર પિગળી જાય તેમ તારા પ્રેમમાં પિગળી ગયું છે. અને તેથીજ

"ઢળીયાં આવે ઢાળ, કાંસાળી તોપે કથન;
"કરકી ડુંગર કાળ, દહર પાણી દાદવા....૬૭

જેમ પર્વત શિખર પરથી જળની સુર્ય ફાટી સરિતા પ્રવાહ છલકે તેમ મારા અંતરમાંથી તારી સ્તુતિના અનગલ જળ ઉભરાઇ રહ્યાં છે.

"ચવ ભાખે ચારણુ તણું, વેણુ વશીગણુ જાય;
"દુધ અહોખું થાય, દોણે ખાટે દાદવા.....૬૮

હું ચારણુ છું કોઈની મિથ્યા સ્તુતિ કરવાનો મારો ધર્મ નથી. મારી દૃષ્ટિમાં તું પ્રસંશાને પાત્ર છે. કુન્તિ પૂત્ર કરણુ કરતાંય તું અધિક સૂપાત્ર છે.

"કરણુ દેતો દાન. લોભીને કંચન તણું;
"તેથીય તું પઠાણુ, દાને વડેરો દાદવા....૬૯

કરણુ તો યાચવા આવે એવા યાચકોનેજ કંચનના દાન કરતો. પણુ હે પઠાણુ દાદુ ! તું તો અણુમાગ્યા આતિથ્ય દાન આપવાવાળો એટલે દાનેશ્વરી કરણુ કરતાં અધિક દાનેશ્વરી છે.

"જેમ કીડી ભૂકતાર, ચીકાસે આવે ચડી;
"એમ હળીયા માંગણુ હાર; દરયે તારી દાદવા.....૭૦
"પોતાના પૂભૂક્ષ પડયા, પરને દેતો દાન;
"કરમા કેવડ સમાન, દીઠો તુજને દાદવા.....૭૧

જેમ મીઠાસ પર કીડીઓની હાર ચાલી આવે તેમ તારે દ્વારે અતિથીઓના ટોળાં ચાલ્યાં આવતાં દેખાય છે. તું તારા પરિવારને ભૂખ્યાં રાખીને તેઓનો સત્કાર કરવામાં આનંદ અનુભવે છે. મારોજ દાખલો લે.

'મળીયા મોટા મૂંઢ, કોઈ મન સાગર મળ્યો નહિ;
'સગુણુ શું જાણે શુંઢ, દાજ તેં જાણી દાદવા..૭૨

" પાપી પોર પળેલ, કોઇ ધરમ કરમ જાણે નહિ;
" હુંપદમાં આલી મળેલ, દુનિયા આખી દાદવા.૭૩

જો મારા ચાકરની વાત તેં ન સાંભળી હોત તો, આ ગામના મૂંઢ લોકો મારી મદદ કરત નહિ, કારણુ કે આ કળયુગમાં આખી દુનીમા ધમ કર્મ ભૂલી મિથ્યા હુંપદમાં ડુલી ગઇ છે.

દાદુ ! તારી દિલાવરી જોઈ મારી છાતી ફાટી જાય છે, તારી બરોબરી કરનાર હું બીજો કોઇ પુરૂષ જોતો નથી.

" ભલપે ભોજ દાને કરણ, સતવાદી હરીચંદ;
" દીઠો દુનીયામાં દાદવો. સોરઠ કેરો ચંદ....૭૪

" મેરૂ વડેરા ડુંગરા, ધ્રુ વડેરા તારા;
" ધરા વડેરા મેઘ, એમ દાદુ દાતારા....૭૫

હે દાદુ ! તું ભોજ જેવો ભલો છે. કર્ણ જેવો દાનેશ્વરી અને હરીશ્ચંદ્ર જેવો સત્યવાદી છે. પવતોમાં જેમ મેરૂ મહાન છે. તારા મંડળમાં ધ્રુવ અને વિશ્વના પાલનહાર મેઘ એ બધા કરતાં હે સોરઠના ચંદ્ર દાદુ !તું મ્હોટો છે.

" પયમાં પડતા વાર, સાકર ગળતી એક થઇ;
" એમ દિલ મારૂં દાતાર, છેકજ ગળીયું દાદવા.૭૬

" ચારણના સંકટ હરી, કીધી સેવા અથોક;
" ગુણ શું જાણે લોક, દિલડું જાણે દાદવા....૭૭

હે દાદુ! જેમ દુધ સાથે સાકર મળી જાય છે. તે રીતે મારૂં દિલ તારા દિલ સાથે એકતાર થઇ ગયું છે. તેં મારી જે સેવા કરી છે તે મારૂં દિલજ જાણે છે.

કવિ નરહરને મુખેથી એક ગરીબ મુસલમાનના વખાણ સાંભળી બાલા ગામના ગીરાસદારોના ગર્વ ગળી ગયા. દાદુને વખાણીને કવિએ તેનો ડોળીયો બળદ જે પોતાનો ભાર ખેંચવામાં ઉપયોગી થયો હતો તેને પણ વખાણ્યો.

"ડોળીડો જોડ અજોડ, દીઠો સોરઠ દેશમાં;
"દુઃખડા હર્યા ડોળ, દાઝ આણીને દાદવા...૭૮
"હારે તુંથી હોડ, નંદી નાગાંબાર તણો;
"ડોળીડો જોડ અજોડ, દીઠો તારો દાદવા....૭૯
"હારે તુંથી હોડ, મદ ઝરણો મધવા તણો;
"દીઠો ડોળીડો અજોડ, દ્વારે તારે દાદવા...૮૦

એક કવિની સેવા કરવાથી ગામડામાં જન્મેલ ગરીબ મુસલમાન દાદુ અમ્મર થયેલ છે, આજ દાદુ કે તેને વખાણનાર કવિ નરહર નથી પરન્તુ તેઓના નામો અમ્મર છે અને સર્વદા રહેશે. સોરઠના ચારણ કવિઓ સેવા, પરમાર્થ અને આતિથ્ય સત્કાર સોરઠીઓને અતિ તેજસ્વી ભાષામાં શીખવે છે, તેઓ કહે છે કે:

"મિત્ર તો કવિયાં ભલા, દુજી આળ પંપાળ;
"જીવતડા જશ ગાયને, મુવે લડાવે લાડ...૮૧

કવિની મિત્રતાનો મહિમા અપાર છે, કવિ તેના મિત્રને જીવનભર વખાણે છે અને મર્યા પછી અમ્મર બનાવે છે.

"મહેમાનોને માન, દિલ ભરી દીધા નહિ;
"ઈ મંદિર નહિ મસાણ, સાચું સોરઠીયો ભણે...૮૨
"અન્નદાનના મૂલ્ય, કંજુસ કુળ જાણે નહિ;
"ઈ ધાન નહિ પણ ધૂળ, પરને પીરસાયે નહિ...૮૩
"કરે પહેરે કડા, કર પર કર કપી નહિ
"ઈ માનવ નહિ પણ મડા, સાચું સોરઠીઓ ભણે..૮૪
"સફરા પહેરે સુત, ઓઢે પણ આપે નહિ,
"ઈ માનો તાબુત, સાચું સોરઠીયો ભણે...૮૫

---

## "નાગવાળો"

સમીયાણું સોહામણું, બડોળા હાટ બજાર;
રાજ કરે વાળો ધરમર, ધરમતણો અવતાર.

સોરઠી ગીરના નાકા ઉપર સમીયાણા નામે સુંદર નગર હતું. તે નગરમાં ધરમરવાળા નામનો કાઠી રાજા રાજ્ય કરતો હતો. તેનો કુંવર નાગવાળો જુવાન, રૂપવાન અને ગુણવાન હતો પરન્તુ તેની રાણી આલણદે કદરૂપી અને વઢકણી હતી; તેણે પરણીને નાગવાળાએ દુઃખ વહોરી લીધું હતું.

બરાબર એ અરસામાંજ કચ્છના ભેડા ગામનો કાઠી ગીરાસદાર દુકાળથી કંટાળી દુકાળ વીતાવવા માટે તેની

વસ્તીના માણસો તથા પશુઓ સહીત કાઠીયાવાડમાં ઉતરી આવ્યો હતો. સમીયાણાની સીમમા ઘાસપાણીની વિપૂલતા જોઇ તેણે ગામબહાર નદી કાંઠે નેશ બાંધી ચાર છ મહીના રહેવા દેવાની દરબાર ધમ્મરવાળા પાસે રજા માગી. તેણે રાજીખુશીથી રજા આપી, એટલે કાનસુર નદીને સ્હામે તીર ઝુંપડાનો નેશ બાંધી રહેવા લાગ્યો.

કાનસુરને નાગમતી નામે રૂપાળી દીકરી હતી. તે નાગવાળાનાં વખાણ સાંભળી તેના પ્રત્યે મોહ પામી, એક વાર નાગને નજરોનજર નિહાળવાની ઇચ્છાએ તે ઘી વેચવાને બ્હાને બજારમાં જવા લાગી.

એક પ્રભાતે નાગમતી સમીયાણાની બજારમાં એક વણીકની દુકાનમાં ઘી તોલાવતી હતી. તેના વાસણમાંથી દુકાનદારના ત્રાજવામાં પડેલા વાસણમાં ઘી રેડતી હતી તેવામાં તેને કાને અવાજ અથડાયો.

'કુંવર નાગવાળા નિકળ્યા.'

એ અવાજ સાંભળી નાગમતીએ બહાર નજર કરી તો તેણે નાગવાળાને દીઠો. જેવો સાંભળ્યો હતો તેવોજ તે રૂપાળો હતો, નાગમતી એકાગ્ર નજરે તેને નિહાળી રહી, નાગે તેના તરફ જોયું નહિ તેથી તેને ઠબકો આપતી મનોગત બોલી ઉઠી કે :—

**નાગ નજર કરે અમારા પંડ પરે પહેરણુ નહિ;**
**આજ અછતમાં અરે, દુર્બળ કયાં જઇ દાખીએ ?**

નાગ ! મારા તરફ જોતો ખરો, હું પણ ગામધણીની દીકરી છું. વખતને લઇ મારા અંગ ઉપર પુરા વસ્ત્રો નથી; કારણ કે અમો અમારી ગરીબી કોઈને કહી શકતા નથી.

એમ વિમાસતી તે માર્ગ પ્રતિ એકતાર થઇ ગઇ હતી. તેના વાસણનું ઘી વણીકના વાસણમાં પડવાને બદલે બહાર ઢોળાતું હતું તેનું તેને ભાન પણ નથી તેથી વણીકે કહ્યુ :—

ત્યાં શું જોઈ રહ્યાં છો ? આ ઘી ઢોળાઇ ગયું.

ઢોળ્યું ગયું ભાઈ ! વાણીઆને એવો જબાબ દઇ તે અંતરગત: બોલી ઉઠી કે :-

**ઢોળ્યા ગયા ઘી, કોઇ આ જુની તાવણતણાં;**
**ધન્ય આજનો દી, નિહાળ્યો વાળા નાગને.**

એમ કહી ઘી તોલી દઇને નાગમતી બજારમાંથી ચાલતી થઇ. નાગને જોયા પછી તેને એકાંતમાં મળવા તે અધીરી થઇ ગઇ; ઉપરોક્ત ઘટના બની ગયા પછી એક દિવસ તે સરિતા કિનારે આવેલી નાગવાટિકામાં નીર ભરવા ગઇ હતી, વાટિકા વચ્ચેની વાવ્યમાંથી નીર સીંચી રહી છે તેવામાં નાગ તે સ્થળે અશ્વને પાણી પાવા આવ્યો તેણે નાગકન્યા જેવી નાગમતીને એકલી જોઇ. જોતાંજ તેનું રસિક હૃદય મોહી પડયું બેયની આંખો એક થઇ.

**નયન પદારથ નયન રસ, નયનેનયન મીલંત;**
**પ્રથમ પહેલી પ્રિતડી, યહી નયન કરંત.**

નયને નયન મળતાં એકબીજાનાં મનમાં પ્રેમભાવના પ્રગટ થઇ.

સુ મન લાગી તુમના તું મન લાગી સુ;
લુણ વળું ભ્યા વારીએ વારી વળું ભ્યા લુણ,

નાગમતી સાથે વાતનો પ્રસંગ પાડવા માટે નાગે એક યુક્તિ અજમાવી. તેણે હાથની આંગળીમાંથી વેઢ જળથી ભરેલા હોજમાં સેરવી દીધો અને પછી અશ્વને છુટો મુકીને તે ગોતવા લાગ્યો.

'શું પડી ગયું? નાગમતીએ શરમાતા શરમાતા પૂછ્યું.'

'વેઢ! નાગે તેના પ્રત્યે પ્રેમભર્યો કટાક્ષ ફેંકતાં જણાવ્યું.'

'ત્યો હું એ ગોતાવું, એમ બોલતી નાગમતી પાણીની હેલ્ય પડતી મુકી નાગ પાસે જઇ, પાણીમાં હાથ નાંખી વેઢ ગોતવા લાગી, ઉભયના કરો જળમાં છુપાછુપામણી રમવા લાગ્યા. એમ કરતાં પ્રેમાવેશમાં આવી હોજમાં પડયા અને લજ્જા તજી મંડયા જળક્રિડા કરવા.

નાગની સ્ત્રી આલણદે એ વાટિકાના એક મકાનમાં રહેતી હતી તેણે તે દેખાવ જોયો, તેથી રીસે ભરાઇ નાગ પાસે જઇ બોલી કે—આ તમો શું કરો છો?

આભામંડળ વિજળી, ધરામંડળ મે;
નરામંડળ નાગડો, સ્ત્રીમાં આલણદે.
વાળા જરા વિચાર, આ કુમતિ કયાંથી ઉપજી;
ઘર આલણદે નાર, નાગમતી શું નિહાળીએ.

આલણદેના એવા વાકયો સાંભળી નાગમતી બોલી કેઃ-

આલણદે અહંકાર, કાયાનો કરીએ નહિ.
ઘડેલ કાચો ઘાટ, માટીમાં જાશે મળી;

આલણુદે તારો પતિ મારા પ્રત્યે ખેંચાણો તેમાં મારો નહિ પણ તારો દોષ છે. કારણ કે :-

જળતરસ્યો જુવાન, જળ દેખી જળમાં પડયો;
ભીંજાણા પાખર ને પલાણ, તેણે હર્યો મેં નાગને.
તું તારાને વાર, મેં જાળવ્યો જળવાય નહિ;
ન કાં નેવળમાં નાંખ, નજરે તારા નાગને.

એ કરતાં નકામી ઈર્ષા મુકી આવ્ય.

આ વાળા કેરો વેઢ, પાણીમાં પડી ગયો;
આલણુદે ઓરી આવ્ય, ગળે બાથું લઈ ગોતીએ.

નાગમતીના વાકયોથી આલણુદે તેના તરફ ભવાં ચઢાવી રહી નાગે તેને ધમકાવી કે:-

આલણુદે અજાણ, વણ પુંછી વદયું મ કર;
નેતરડા મ તાણય, નાગમતી નાની છે.

નાગ નાગમતીની ભેર તાણે છે એવું જાણી આલણુદે રીસમાં પગ પછાડતી ત્યાંથી ચલી ગઈ, તેના જવા પછી નાગ-નાગમતી હોજ બહાર નિકળ્યા. એક બીજા પ્રેમના કોલે બંધાઈ વિખુટાં પડયા.

એ પછી એ પ્રેમીઓ વખતોવખત એકાંતમાં મળી પ્રેમવાર્તાઓ કરતા નાગમતી નાગને કહેતી કે વરીશ તો તનેજ નહિ તો કુંવારી મરીશ, કારણ કે:-

આવ્યા ઉભે દેશ, ગંજો કોઈ ગરયો નહિ;
નાગડા તારે નેશ, મનડે માળો ઘાલીયો.

નાગ તેને આશ્વાસન આપતો. આજકાલમાંજ મારા પિતાને સમજાવી હું તારી સાથે લગ્ન કરીશ. પણ તેઓની તે ઇચ્છા અધુરીજ રહી. કચ્છમાં વરસાદ પાણી પુષ્કળ થયા છે એવા સમાચાર મળતાં કાનસુરે સ્વદેશ જવા પ્રયાણ કર્યું નાગ વળાવવાને બહાને તેની સાથે દૂર સુધી ગયો પરંતુ લજ્જાથી બોલી શક્યો નહિ છેવટ કાનસુરને રામ રામ કરી ગામ તરફ પાછો ફર્યો ત્યારે નાગમતીએ છેવટના ધીમા શબ્દો ઉચ્ચાર્યાઃ—

જાતાના જુવાર વળતાના વળામણા;
વાળા બીજી વાર અવાશે તો આવશું.

નાગ લજ્જાના ભારથી કંઇ કહી શક્યો નહિ, નદી કિનારે જતાં તેણે નાગમતીના ઝુંપડાં હતા તેના નિશાનો જોયાં. જોતાંજ તેનું ચિત્ત વ્યાકુળ થઈ ગયું.

નાગમતીના વિરહે નાગનું હૈયું તરફડવા લાગ્યું, સવાર સાંજ સરિતાને રહામે તીર જઇ કહેતો કેઃ—

આ નદી કિનારે નેશ, માળીંગા માંડયા રાધા;
વેરણ ગઇ વિદેશ, ચાળો લગાડી ચિતને.
નહિ નેશમાં વલોણા, નહિ બાળેરો રાગ;
નાગમતીના નેશમાં, કાળા ઉડે કાગ.

અરેરે હવે હું વ્હાલીના વિયોગે શી રીતે જીવી શકીશ ?

ચોટો પાંખો હીણુ, માળા વીણુ કયાં બેસીએ
નાગમતી વીણુ, મુજથી જીવાશે નહિ.

નાગને નાગમતીનો વિયોગ અસહ્ય થઇ પડયો, તે સાત દિવસ ઝુરવા લાગ્યો.

સેજલડી સુની થઇ નયણે લાગી લા;
નાગમતી વીના નાગને હૈયે વાગે ઘા.
ગળ્યા ભોજન ગોઠયા નહિ જળ થયું ઝેર સમાન
નાગમતીના વિરહમાં નાગ ભુલ્યો ખાનપાન.
કાયા તરફડ થાય, હૈયામાં હરમત નથી;
કામણગારી કામણુનાય નેણાં મારી ગઇ નાગને.
દિલડા ભીતર સાંભરે નાગલ દસ દસ વાર;
ક્યારે મળશે એ નાર? નર વિમાસે નાગડો.
સુતા બેસતા સાંભરે કાળજડાની કોર;
દિલડે બાંધી ગઈ દોર, નાગમતી વાળા નાગને.
ભર નિંદરમાં નાગને સ્નેહ સમણાં દેખાય;
ઝબકી જાગી જવાય નાગમતી નિરખાય નહિ.

આવી સ્થીતીમાં નાગવાળો નગર સમીયાણામાં ક્યાં સુધી રહી શકે? છેવટથી તે તેના પિતાથી છાની રીતે એક ઘોડા પર સવાર થઇ ભેડાને માર્ગે ચાલી નિકળ્યો.

ભેડામાં નાગમતીની સ્થીતી નાગવાળા જેવી જ હતી, રાત દી તે નાગ, નાગ, જપતી, સહવાર સાંજ તે નાગની વાટ જોતી.

દી ઉગ્યે દેવળ ચડી જુએ વાળાની વાટ;
ઉરમાં થાય ઉચાટ, નજરે નીરખે નહિ નાગને.

આવે ઘણા અસવાર, ઘેરાતે ઘોડે સહી;
પણ હું નોધારીનો આધાર, નાગ નિરખાયે નહિ.

એવામાં એક સંધ્યાએ.

વડલા હેઠળ વાવ્ય, હાલે ને હિલોળા કરે;
ત્યાં બેડાની નાર, નાગમતી પાણી ભરે.

ગામ બહાર એક વાવ્ય હતી તે વાવ્ય ઉપર નાગમતી પાણી ભરે છે. તેવામાં તેણે દુરથી નાગવાળાને આવતો જોયો, ઘણા દિવસના વિરહ પછી મળતા હોય તેમ તે પ્રેમી યુગલ બાઝી પડ્યા, ઉભયનાં ગાત્રો હર્ષાશ્રુથી ભીંજાય ગયા, મળી ભેટી કુશળ સમાચાર પૂછયા. પછી નાગમતીએ ગામબહાર એક શિવાલય બતાવી કહ્યું

'તમો અહીં રાતવસો રહો. જ્યારે મારા પિતા નિદ્રાધીન થશે ત્યારે હું ભાતુ લઈ આવીશ પછી રાત્રિના છેલ્લા પહોર સુધી આપણે સુખદુઃખની વાતો કરશું.

એમ કહી નાગમતી ગામમાં ગઈ. નાગ શિવાલયમાં જઈ અશ્વને બાંધી દઈ, મંદીરની અંદર જઈ, આંતરીક ભાગમાંથી આગળીઓ ચડાવી-પછેડીની સોડ તાણી સુતો. થાકેલો હોવાથી થોડીવારમાં નિદ્રાધીન થયો. તેવામાં એક જબ્બર નાગ નિકળ્યો તેણે નાગને ડંશ દીધો, તત્કાળ વિષની અસરથી નાગ મૃત્યુ પામ્યો.

એ પછી જ્યારે ઘરના તમામ માણસો નિદ્રાધીન થયા ત્યારે નાગમતી રસોઇ તૈયાર કરી એક થાળમા ભરી મંદીરે જઇ વાળા, વાળા તેણે બે ત્રણ સાદ કર્યા પણ

જવાબ મળ્યો નહિ, પોતે મોડી આવી તેથી નાગ રીસા
હશે એમ ધારી તેને મનાવવા લાગી.

સુતો તાણી સોડય, પંડયસમી પછેડીની
જાગે પણ નો દે જવાબ, નીસર નિકળ્યો નાગડો
નાગ નિંદરા છોડ, નખતરપતી નમી ગયો
ઉઠય આળસ મરોડ, નવ બોલે કેમ નાગડા

નાગ પછેડી ઓઢી સુતો છે, જાગે છે પણ બોલતો નથ
નાગ આળસ મરડીને ઉઠય ચંદ્રમા આથમવા ગયો છે પ
નાગ બોલ્યો નહિ એટલે તેને પરાણે બોલાવવા મે
મારવા લાગી.

નવકુળનો નહિ નાગ, નૈતો રાફડે રૂંધાય નહિ
આ તો જળનો જળ સાપ, ડેડા ઉપર ડાંખશે
નાગ નિકળય બહાર કેમ રાફડે રૂંધાઇ રહ્યો
માર શું મોરલીયુંના માર નાટયું તુટશે નાગડા

નવ કુળના નાગ જેવો તું જાતવાન નથી, જો હ
તો ક્યારનોય બહાર આવત, હવે બહાર આવ્ય નહિ
મોરલીનો માર મારનો પડશે, તોય નાગ ન બોલ્યો એટ
એને ફોસલાવતી બોલી.

મનની બનાવી મોરલી, તનનાં બનાવ્યાં તાર,
સાંભળવાને સાહ્યબા, નિકળને ઝટ બહાર,
કુંડીયો ધાર્યો કાંધ પર, છુટા મેલ્યા કેશ,
જોવા વાદણનો વેશ નાગ નિકળને બહાર,

છતાંય નાગે જવાબ ન દીધો, એટલે નમ્ર વાણીમાં વીનવવા લાગી.

તમે પાણી અમે પાળ, આઠે પહોર અટકતાં,
તે દહાડાની ટાઢાળ કે વરવું વાળા નાગને,
જે દી તમે નાગ અવતાર તે દી અમે નાગણી,
મનમાં કરેલ નિરધાર, વરવું વાળા નાગને?
નખતરપતિ નમી ગયો, ઉરમાં થાય ઉચાટ,
વાળા જોતાં વાટ, નર નવ બોલ્યો નાગડો.

તોય નાગ ન બોલ્યો એટલે તે સજળ નયને કરગરી પડી કે

નાગ નાગ હું જપું, નાડે નાડે નાગ,
અવડી શી અભાગ્ય કે નર નવ બોલે નાગડો.

નીશાના છેલ્લા પહોર સુધી નાગમતી કરગરતી તોય નાગ બોલ્યો નહિ એટલે તે મંદીરના કમાડ ખેડવી અંદર ગઇ તો તેણે નાગને મૃત્યુ પામેલો દીઠો. તેથી તે કપાળ કુટતી બોલી કે:-

નાગ નીસરણી નાખ્ય અમે એ આધારે આવીએ,
આમાંથી ઉગાર તો વરીએ વાળા નાગને,

પ્રભાત સુધી તો માથું કુટતી કલ્પાંત કરતી રહી પ્રભાતે ગામમાં ખબર થતાં કાનસુર તથા અસંખ્ય મનુષ્યો તે સ્થળે આવ્યા કાનસુરે નાગને ઓળખ્યો તેણે નાગમતીને દિલાસો આપવા માંડયો કે દીકરી! જો પ્રથમ વાત કરી હોત તો હું તને નાગવાળા સાથે પરણાવી દેહેત, પણ

આપણું ભાગ્ય ફુટેલાં હવે કલ્પાંત તજી એક તરફ થઈજા એટલે નાગના શબને વીધી પૂર્વક અગ્નિ સંસ્કારે પહોંચાડીએ નાગમતીએ પિતાને કહ્યું કે બાપુ?

અગર ચંદનની ચેહમાં રૂડી ખડકાવો ચે.
નાગો અમ કારણ મુઓ સાથે બળશું બે.

નાગમતીનો આવો નિશ્ચય જાણી સઘળા લોકો તેને સમજાવવા લાગ્યા કિન્તુ નાગમતીએ નાગ સાથે જીવતા જીવે બળી મરવાની હઠ લીધી. સઘળા મનુષ્યો શોક સાગરમાં ડુબી ગયા, એટલામાં અચાનક કોઈ યોગી મહાત્મા પ્રવાસ કરતા તે સ્થળેથી નિકળ્યા, તેણે સઘળો વૃતાંત સાંભળી પોતાની ઝોળીમાંથી એક જડી બુટ્ટી કહાડી જે સ્થળે નાગને વિષધરનો દંસ થયો હતો તે સ્થળે લગાડી તેજ પળે નાગના દેહમાંથી વિષ ની અસર જતી રહી. તેણે આંખો ઉઘાડી નાગમતી હર્ષોન્મત બની તેની કોટે બાજી પડી. સઘળા મનુષ્યો બહુજ રાજી થયા. કાનસુર નાગને પોતાને ઘેર લઇ ગયો. માનપૂર્વક મહેમાન તરિકે રાખી થોડા દિવસમાં તેને નાગમતી સાથે ધામધુમથી પરણાવ્યો.

થોડા દિવસ કચ્છમાં રહી નાગમતીને સાથે લઇ નાગવાળો સમીયાણા નગરમાં પાછો આવ્યો. તેણે નાગમતી સાથે અપાર સુખમાં મનુષ્યાવતાર વીતાવ્યો.

અત્યારે નાગ અને નાગમતી નથી કિન્તુ આ પ્રેમ કથાની સ્મૃતિ કરાવતાં સમીયાણા નગરના ખંડીયરો મોજુદ છે ત્યાં જનાર પ્રવાસીને અચાનક આ કાળજુની પ્રેમ કથાની સ્મૃતી થઇ આવે છે।

## " અલરાખી અખ્યાત "

થરપારકરમાં સોઢા પરમારોનું રાજ્ય હતું, પરંતુ ત્યાંની રેતાળ ધરતીમાં કંઇ પાકતું નહિ. પારકાની ગાદીએ લખધીરજી પરમાર થયા તે માંડવરાયજીના પરમ ભકત હતા. એક દી માંડવરાયજીએ તેને સ્વપ્નમાં આવી કહ્યું કે "તમો મારા રથ પાછળ અહીંથી ચાલી નિકળો. જે સ્થળે મારો રથ અટકે તે સ્થળે પડાવ કરજો. તમો સુખી થશો"

બીજી પ્રભાતે ઇષ્ટદેવની આજ્ઞા શિરોદ્ધારણ કરીને લખધીરજી પરમાર તેના પાંચસો પરમારો સહીત ઉચાળા ભરીને માંડવરાયજીના રથ પાછળ ચાલી નીકળ્યા. ચાલતા ચાલતા તેઓ સોરઠભુમિમાં જઈ ચડયા. સોહામણો સોરઠ દેશ જોઈ તેઓના હૈયા આનંદે છલકાવા લાગ્યાં. કેવો છે સોરઠ?

ઝાઝા ઝાડ ને પહાડ જ્યાં, સરિતા ઝરણા વિશેષ;
સિંહ હરણ સે જળ પીએ, સરવો સોરઠ દેશ.
રૂપાળા ને રૂડા, શાણા શુરા નરેશ;
રાજરાણા અનેક જ્યાં, સરવો સોરઠ દેશ.
રમણી રૂપે પદ્મણી, જેના પાનીએ પહોંચે કેશ.
ચતુર ચતુરાઓ ઘણી, દી સરવો સોરઠ દેશ.
ગઢ મોટા મોટા નગરે, બહોળા શહેરો બેશ;
નેશ સુંદર અતિ ઘણાં, સરવો સોરઠ દેશ.
નર નીપજે સોહામણા, જેના સ્નેહશૌર્ય આદેશ;
પ્રેમ પાછળ પ્રાણ દે, સરવો સોરઠ દેશ.

સ્વાગતવાળા ને શર્મણુ, માયાવાળા વિશેષ;
ભોળો અને દયામણો સરવો સોરઠ દેશ.

એવી સોરઠની દેવ ભોમકામાં વઢવાણથી થોડે દુર માંડવરાયજીનો રથ અટકયો. એ ઠેકાણે પરમારોનો પડાવ થયો.

વઢવાણની ગાદીએ તે વખતે વિશળ દેવ વાઘેલો હતો. બીજે દિવસે લખીધીરજી વાઘેલા રાણાને મળવા વઢવાણ જવા નિકળ્યા જતા જતા તેના ભાઇ મુંજાજીને પડાવ ભળાવતા ગયા

એ દિવસની વ્હેલી પ્રભાતે સાયલાના ચભાડ ઠાકોરના કુંવરઠા જેઓ વિશળ દેવના સાળા થતા હતા તેઓ શિકારે નિકળેલ તેઓના તીરથી ઘાયલ થયેલો એક તેતર ન્હાસીને પરમારોના પડાવમાં પહોંચ્યો, મુંજાજીના મા, જાસણા, માંડવરાયજીની પૂજા કરતા બેઠા હતા તેના ખોળામાં તેતર લપાઇ ગયો.

વૃદ્ધ રજપૂતાણીએ લોહી લોહાણ તેતરને છાતી સરસો ચાંપીને કહ્યું. બ્હીશમાં બાપુ? તને પરમારના રખોપા એટલામાં તો બહાર શો પ્રકાર બન્યો?

જંગલ તેતર ઉડયો, આવ્યો રાજ દુવાર,
ચભાડ સૌ ઘોડે ચડી, બાંધી ઉભા બાર,

તેતર પાછળ ચભાડ સવારોએ આવી પરમારોની છાવણી ઘેરી લીધી અને એક સામટો દેકારો કર્યો કે તમારા પડાવમાં અમારો શિકાર ગયો છે તેને બહાર કહાડો.

એ દેકારો સાંભળી મુંજાજી બહાર આવ્યો. તેણે ચભાડોને સાફ જવાબ સંભળાવ્યો; શું કહ્યું.

**કહે મુંજો તેતર માયરો કેમ માગે દુજો સાર;**
**ગરીબ ધરી આણુ ઘણી આપે નહિ એ વાર.**

મુંજો કહે ભાઇ ? આ કાંઇ સાધુના ડેરાં નથી રજપુતની છાવણી છે. રજપૂતો ખોળીચામાં પ્રાણ હોય ત્યાં સુધી શરણે આવેલાને સોંપે ખરા. ?

ચભાડો એ મુંજાને ઘણો સમજાવ્યો ધાકવ્યો પણ તે એકનો બે થયો નહિ એટલે ચભાડો તલવારો તાણી લડવા તૈયાર થયા પરમારો એક તેતરને કારણે મરવા મારવાનો નિરધાર કરી તેઓ સ્હામે મયદાને પડ્યા, ક્યારે ?

**સંવત તેર પનરોતરો, ટાઢણ ને ત્રીજ;**
**સોઢાને ચભાડ વીચ, ધડવડ ચાલી ધીજ.**
**પ્રથમ પહોર ચડતે, સોઢાનો સંગ્રામ;**
**રણધેલા રત્નાવતે, નિશ્ચળ કીધું નામ.**

સવંત ૧૩૧૫ની અક્ષયત્રીજ ને દિવસે સોઢા અને ચભાડો વચ્ચે જંગ જામ્યો એ જંગમાં રતનજી પરમારનો રણઘેલો પૂત્ર મુંજો અચળ કિર્તી પામ્યો. અને પામે તેમાં કાંઇ નવાઇ નહોતી વિક્રમના વીર વંશજો સમરાંગણમાં પાછી પાની કરતા શર્માતા હતા.

**ધ્રુવ ચળે મેરૂ ચગે ગમ મરડે ગિરનાર;**
**મરડે કેમ મુળી ધણી, પગ પાછો પરમાર.**
**પડયા ચભાડક પાંચસો સોઢાવીશું સાત;**
**એક તેતરને કારણે, અજરાળી અખ્યાત.**

ધ્રુવનો તારો' મેરૂ અને ગિરનાર પર્વતો ચળી જાય તોય પરમાર પુત્રથી રણમાં પાછાં પગલાં ભરાય નહિ. સાયલા

નજીક હોવાથી લડાઈના સમાચાર સાંભળી ચભાડો આવતા ગયા. ઘણીવાર સુધી લડાઇ ચાલી તેમાં પાંચસો ચભાડો કપાઈ ગયા, અને એકસો ચાળીસ પરમાર યોધ્ધાઓ વચ્ચે મુંજો રણશૈયામાં સુતો.

પરમારોથી પરાજય પામી ચભાડો પલાયન કરી ગયા. લખધીરજીને પડાવમાં બનેલા ખેદજનક સમાચાર મળ્યા તે એકદમ વઢવાણથી પડાવમાં આવ્યા, તેને મુંજાના મૃત્યુ માટે શોક નહિ હર્ષ થયો. એક પક્ષીને કારણે મુંજો માતાની કુખ ઉજાળી રણમાં પડયો એ જાણી એની છાતી ગર્વથી પુલાણી. જમબા મુંજાના શબ સાથે જીવતા બળી મુઆ. હાલ તે સોઢાઓના પાટનગર મુડીમાં પૂજાય છે. મુંજાજીના મૃત્યુ પછી લખધીરજીએ વઢવાણના રાજાની ચાકરી સ્વીકારી. તેણે વઢવાણ રાજ્યના કટ્ટા શત્રુ આશા તથા કુતા નામના ભીલ સરદારોને મારી સારી બહાદુરી દેખાડી તે બહાદુરીથી ખુશીથઇ વિશળદેવ વાઘેલાએ તેને ચાર ચોવીસીના ગીરાસ આપ્યો તે નીચે મુજબ

થાન, કંડોળો ચોટગઢ થળ સુરોવાસ,
એ મળ્યા પરમારને અત્રર ન રાખે આશ.

જે સ્થળેમાંડવ રાયજીનો રથ અટકયો હતો તે સ્થળે લખધીરજીએ એક ચારણી આણીના નામ ઉપરથી મુળી નામે ગામ વસાવ્યુ તે તેની રાજ્યધાનીનું ગામ છે. હાલ સૌરાષ્ટમાં લખધીરજીના વંશજો મુળીનું રાજ્ય ભોગવે છે.

# સમાપ્ત